ૐ નમઃ

# તડાક અને ફડાક

તથા

## રસના ઘુંટડા તેમજ ઝેરના કોગળા.

દોહરા.

તડાક ફડાક કરવી ઘટે, જે જે જોઇએ વાત;
ચિતાર તેનો અંદરે, આપ્યો છે સાક્ષાત. ૧
રસના છે વળી ઘુંટડા, અંદર જો જો જન;
કર્યા ઝેરના કોગળા, મૂખડે ત્રિભુવન. ૨

છપાવી પ્રસિદ્ધ કરનાર
કવિ ત્રિભુવનદાસ નારણજી.
ઠે. રાયપુર ચકલા ભાઉની પોળ, ઘર નંબર ૧૩૬૨
અમદાવાદ.



સને ૧૯૮૭ નકલ ૨૦૦૦ સને ૧૯૩૦

કિંમત માત્ર આઠ આના.

## ઇનામમાં પુસ્તક મંગાવનારને

# વિનંતી.

પાને ૧૨૩ મે જાહેર ખબર આપી છે. તેમાં ઉમેરો કરવામાં આવે છે કે, આ પુસ્તક વાંચ્યા પછી જન સમુદાય અને વિદ્યાર્થીને જો ઘણુંજ ઉપયોગી છે એમ તમારો ખરા અંતઃકરણથી, ન્યાય બુદ્ધિએ અને ઇશ્વર પ્રેરણાથી અભિપ્રાય થાય તોજ મંગાવવાં નહીતો મફત મળે છે, ઠીક છે, કયાં પૈસા બેસે છે, મફતનો માલ શું ખોટો છે. એમ ધારી મંગાવવા કોઇએ તકલીફ લેવી નહી. ફકત એક હજાર નકલજ ઇનામમાં આપવાની છે. જરૂર જણાયતો નિચેને સિરનામે લખો. "અક્કલનો ટોપલો" "અને મનુષ્ય ધારે તે કરે" તે જુવેતો પાંચ આના મોકલાવો.

**બદાણી હેમચંદભાઈ હરિચંદ.**

ઠે. ગાંધી રણછોડભાઈ લલ્લુભાઇ રાયપુર ચકલા

સામે (આથમણી બાજુ)—**અમદાવાદ.**

સદ્‌ગત બેન હરકોરબા તે બહાણી હેમચંદ હરિચંદનાં પત્નિ.



સ્વર્ગવાસ—તા. ૨૬-૧૧-૧૯૨૯. સં. ૧૯૮૬ ના કારતક વદ ૧૦ ને ભોમવાર.

# સ્વર્ગીય સ્મરણ.

સદ્‌ગત વ્હાલાં બ્હેન,

## હરકોર તે અમ્હારી હેમચંદ હરિચંદના માતુશ્રી.

## વાસ–દેવલોક.

### દોહરો.

પતિ ભક્તિ પુરણ કરી, સ્વર્ગે કીધો વાસ;
જસ પામી આ જગતમાં, કે ત્રિભોવનદાસ. ૧

સતિ પતિનાં જોડલાં, હશે જગતમાં કોઇ;
તમ સરખી જોડી નથી, મેં નજરેથી જોઇ. ૨

જૈન ધરમને જીગરથી, બહુ બહુ દેતાં માન;
ચોખ્ખે ચોખ્ખી સાધવી, નું દાખવતા જ્ઞાન. ૩

સાધુ, સાધવી પર અતિ, ઉર રાખતાં પ્રેમ;
શ્રાદ્ધ ધરમી પર એટલી, હતી પ્રીત ને રેમ. ૪

અતિ આકરાં વ્રતને, ધારણ કરતાં મન;
બહુ પ્રેમથી પાળતા, ટેકે કરી જતન. ૫

મન મોટું બહુ રાખતાં, દીર્ઘ હતા બહુ હાથ;
ઉપકાર કરી ખુશી થતાં, સૂપર જે ભલી ભાત. ૬

અનુકંપા અતિ ઉરમાં, હતી સરવ પર આંગ;
અટલક વિનય જીગરમાં, હતો દયાની સંગ. ૭

ઈશ્વર બહુ આરાધતા, અખંડ રાખી પ્રેમ;
જાળવતાં જતનો થકી, નિર્મળ પોતા નેમ. ૮

સુવાસ, સાકર દૂધમા, જેમ એકઠાં હોય;
તેમ દંપતિનો દાખલો, ખરે શકયો છું જોઈ. ૯

રૂડી પામો રેશની, અતિ પ્રભુની પાસ;
અખંડ શાંતિ અનુભવો, કહે ત્રિભુવનદાસ. ૧૦

આ કુદરતની લીલામાં દરેક પ્રાણી, પશુ, પક્ષી, જીવ, જંતુ, ઝાડ, પાહાડ, વનસ્પતિ, એવાં દરેક જાતીના પદાર્થોમાં નર નારીનાં જોડેલાં છે. તેમાં સર્વથી શ્રેષ્ટ કુદ્રતે ઉત્તમ પ્રકારના સુખનો લાભ લેવા, અને ઇશ્વરની બંદગી કરી મુક્તિ મેળવવા માટે મનુષ્ય જાતીનાં જોડાં સરજેલાં હોવાથી દરેક જાતી કરતાં જ્ઞાન અને બુદ્ધિ મનુષ્ય જાતીમાં વિશેષ હોવાથી મનુષ્ય જાતી સર્વમાં શ્રેષ્ટ ગણાય છે.

આવો સર્વોત્તમ મનુષ્યાવતાર મળ્યાં છતાં અસંખ્ય મનુષ્યોમાં દુઃખનાં દરિયા ઉછળતાં જોવામાં આવે છે. કેટલીક વૈરીઓ "પતિને ભુત વળગ્યો હોય એમ પતિને લેખે છે અને કેટલાક પતિઓ પણ એવું સમજે છે કે, મને મહાન ડાકેણુ યાને કોઇ યક્ષણી વળગેલી છે" અર્થાત્ એક એકને જોઇને કંપે છે, થર થરે છે અને બીહે છે. આવા મનુષ્યોનો અવતાર ભુત પ્રેતનો તો શું ! ! ! પણ તેથી હજારો દરજે ઉતરતો જનાવરોથી હલકો લેખાય છે.

આજે મારી લગભગ ૬૪ વર્ષની ઉમ્મર થવા આવી. તેમાં અપુર્વ પ્રેમ, અને સુખ, શાંતિથી આનંદી સ્વભાવે સદ્ગુણો અને નીતિને રસ્તે જીવન ગાળનાર જોડ તો આ એક બદાણી હેમચંદ હરિચંદ અને તેમનાં પવિત્ર પત્નિ હરકોર બેનનું જ નજરે પડ્યું.

જુવો કે એક મારા સ્નેહી મેસર્સ રામજી પીતાંબર અને તેમનાં પત્નિ મણી બેન છે. આવા જોડાની જોડ કોઈ સ્થળે હશેજ નહીં. એમ કહું તો અતિશોક્તિ નહિંજ ગણાય. કદાચ એવાં જોડા હશે તો મારા જોવા જાણવામાં આવેલાં જ નથી. દુનિયાં ભલભલી છે. વખતે તેવાં જોડાં હોય તો નવાઇ કહી શકાય નહી. પ્રેમાળ જોડાં તો હોય. પણ આવાં દરેક સદ્‌ગુણોથી ભરેલાં ભાગ્યેજ હોઇ શકે.

દસા શ્રીમાળી વણીક જ્ઞાતીમાં બદાણી હેમચંદ હરિચંદ જેવા સદ્‌ગુણોથી ભરેલા, સાદુ જીવન ગાળનાર, ઇશ્વર પ્રત્યેની લાગણી ધરાવનાર જવલ્લેજ હશે. આવી મનોદશા લાલના યોગી અને મહાત્માઓ અને ધર્માચાર્યોની હોય તો કેવું સારૂં ! ! ! આવા પતિને, પત્નિનો વિયોગ સરસડાના જોડલાં સમાન થઇ પડયો. તેની સ્વર્ગસ્થ હરકોર બેન પોતાના પાછળ કાન્તા, શાન્તા, લીલાવતી નામની ત્રણ પુત્રીઓ અને એક મુળજી નામનો દોઢ વર્ષનો પુત્ર મળી ચાર રમકડાં સોંપી ગયાં છે. તેનું લાલન પાલન કરી ઇશ્વર ભક્તિમાં પ્રેરાઇ પોતાનું જીવન વ્યતિત કરે છે. આ હેમચંદભાઇ મારા અંગત મિત્ર છે અને ભાવનગરના વતની છે અને હાલ અમદાવાદ રહે છે.

ઓ પ્રભુ ! ! ! મરનાર હરકોર બેનને આપની અપાર રોશનીમાં પ્રેરી અપૂર્વ શાંતિથી આપનો અખંડાનંદ આપો. અસ્તુ.

લી. કવિ ત્રિભુવનદાસ નારણજી-અમદાવાદ.

# હિચકારાને કેવી રીતે ઓળખવા ?



## દોહરા.

હુંકારાથી આદરે, દરેક પાસે વાત;
હિંચકારો તે જાણવો, ખરેખરો કમજાત. ૧

દમામને બહુ ડોળથી, અનેક કરશે રંગ;
જગવે છે જ્યાં જાય ત્યાં, મહાભારતના જંગ. ૨

[illegible]ી ભારે ફરે, મહા ધરીને માન;
ડહાપણનો દાવો કરે, દે અન્યને અપમાન. ૩

હિંચકારા જન હોય તે, અતિ કરે ઉદમાત;
લખીને જાએ કાગળે, વળી ન જાએ વાત. ૪

ખાડો ખોદી દાટવો, જોઇએ તેને જન;
ભાષા એવી વાપરે, કહે છે ત્રિભુવન. ૫

# તડાક અને ફડાક

તથા

# રસના ઘુંટડા તેમજ ઝેરના કોગળા.

---

## આંક માટે સમજુતી.

જે માણસ પાકી રીતે ગોખીને મોંઢે બત્રીશ આંક કરે છે તેને આખી જીંદગીભરમાં હિસાબ ગણવામાં કોઇ જાતની ગુંચવણ આવતી નથી.

આંક શિખેલા માણસમાં બીજુ અનેક જાતનું એવું જ્ઞાન પ્રગટે છે કે દરેક બાબતમાં તેને આગળ વધતાં કોઇ જાતની મુસ્કેલી પડતી નથી. મહા જ્ઞાનનો ઉંડો પાયો રોપવામાં આંક ગોખીને મોંઢેજ કરવા જોઇએ. આંકના પાકા જ્ઞાન શિવાય કેળવણી લેવી અને આગળ વધવું તે પાયા વગર મકાન ચણવા જેવું છે.

આંક સિખેલો માણસ તર્ક વિતર્કમાં, ગણત્રી કરવામાં, બહુજ કુશળતા મેળવે છે. અને પોતાની બુદ્ધિને વિશાળ બનાવી શકે છે.

આંક—એકડા—(૧), એકુ (૨), અગીયારાં (૩), એકવીશાં (૪), એકત્રીશાં (૫), એકતાલીશાં (૬), સવાયાં (૭), દોઢાં (૮), પોણા-બેયાં (૯), સવાબેયા (૧૦), અઢીયાં (૧૧), પોણાત્રણીયાં (૧૨), સવાત્રણીયાં (૧૩), સાડાત્રણીયાં—ઉંઠા (૧૪), પોણાચારીયાં (૧૫), અગીયારી (૧૬), ઇકોતરી (૧૭), પા (૧૮), અરધા (૧૯), પોણાં

(૨૦), દસકા (૨૧), પાણુ (૨૨), આના (૨૩), દોકડા (૨૪), બદામ (૨૫), વિશ્વાસી (૨૬), "ઢીચા" સાડાચારીયા (૨૭), "ઢળીયાં"–સાંડા પાંચીયાં (૨૮). એ રીતે અઠાવીશ આંક મોઢે કરવાની જરૂર છે. આ અઠાવીશ આંક પુરતા નથી. હજુ વિશેષ આંક કરવાની જરૂર છે. પરંતુ હાલની સુધરેલી કેહેવાતી કેળવણીમાં આંક ઉપરથી પોતાનું લક્ષ દૂર કરતી જાય છે. એટલે ઘણા આંક કમી કરી નાંખ્યા છે અને હજુ કાં સુધી કમી કરશે તે કહી શકાતું નથી. તદન–નકામી, બીનઉપીયોગી બાબતો દાખલ કરે છે અને ખરૂં શિખવાનું અદશ્ય કરી નાખે છે. માટે આપણુ બીજી કેળવણી લેતા પેહેલાં આંકને બહુજ માન આપી ગોખી મોઢે કરવાનો રીવાજ કાયમ રાખવો જોઇએ. પછી બીજી કેળવણી લેવાનું શરૂ કરવું જોઇએ. આંક પાકી રીતે સિખવા તે એક વહેવારી જ્ઞાન બળવાન કરવા જેવું છે. માટે આંક પ્રથમ પાકા શિખવાનું કદી ભુલવું જોઇએ નહીં.

## મોઢે હિસાબ ગણવાની કુંચીઓ.

### તથા

## તદન અગત્યના નવા આંક વિગેરે સમજુતી.

આ ચોપડીમાં લખેલી કુંચીઓ આંકની પેઠે પાકી રીતે ગોખી રાખી યાદ કરી રાખવાથી હરકોઇ જાતનો હિસાબ પુછવામાં આવતાં તુરત–ઘણી સરલતાથી કોઇપણ જાતનો ઊંડો વિચાર કર્યા વગર જવાબ–આપી શકાય છે યાને હિસાબ કરી શકાય છે.

આજ કાલ આ વિચિત્ર જમાનાની વિચિત્રતાથી સુધારાને નામે ઓળખાતી કેળવણીથી હિસાબ ગણવાની રીત અધોગતિએ

પહોંચ્યા નાબુત હાલતમાં આવી પડી છે તે રીતને સજીવન કરવા માટે આ ચોપડી પ્રગટ કરી છે.

આ ભારત વર્ષમાં કોઇ જગ્યો એવી નહી હોય કે કોઇ માણુસને હિસાબ ગણુવાની જરૂર પડતી નહીં જ હોય. સંસારી વ્હેપારી કાર્યોમાં દરેકેદરેક મનુષ્યને આ રીત જાણુવાની જરૂર હોય છે. છતાં તે વાત એવી સ્થિતિમાં આવી :પડી છે, ઘણુાખરા વિદ્વાનો અને ગ્રેજ્યુએટ થયેલા વકીલો, બારીષ્ટરો, માજીસ્ટ્રેટો, જજોને પણુ હિસાબ ગણુવામાં આકાશ સામે તાકવું પડે છે, કોઇને પાતાળ સામું જોવું પડે છે અને કોઇને તો સમાધિમાં પણુ ઉતરવું પડે છે. તેમાં કઇક તો એવા છે કે હાથ ઉપરે લમણો મૂકી દુનિયા પાર દ્રષ્ટિ ફેંકે છે, છતાં હિસાબ જોઇએ તેવા કરી સાચા જવાબો આપી શકતા નથી. હિસાબ કિતાબના આવા માઠા સંસ્કારો જોવાથી ઘણો દિલગીર થયો અને આ ચોપડી લખવા પ્રેરાયો.

આ જ કાલ જે રૂઢી દાખલ કરી, મહાન ગુંચવણુ ભરેલા હિસાબો સિખવવામાં આવે છે. તે હિસાબોનો ખપ આ દુનિયામાં હોતો નથી એટલ્યું જ નહિં પણુ એવા હિસાબો ગણુવાનો ભાગ્યેજ સઘળાને જીંદગી ભરમાં વખત આવતો હશે. આવા હિસાબોની રીત સિખવા પાછળ લાબા કાળને વ્યતિત કરવો પડે છે, ભેજુ કોહવાઇ જાય છે અને શરીરમાંથી લોહી પણુ ઉડી જવાથી બિમારીના ભોકતા થવું પડે છે. વળી ઘાંચીના બળદની પેઠે આંખલીયાં પણુ ચોડવા પડે છે. જુવો નવો સુધારો ?? આ બાબતમાં આપણે વધારે વિવેચનાથી દૂર રહેતાં દરેક હિંદવાસીને સંસારીક વ્હેવારીક હિસાબનું કામ સિખવાની જરૂર છે, તે જીંદગીભર યાદ રહે તેવી રીતે ત્રીજા અને ચોથા ધોરણુમાં પુરેપુર શિખા લેવું જેથી ભવિષ્યમાં

ભૂલો થતી અટકે એવા હેતુથી આ ચોપડી લખી છે અને તે દરેક વિદ્યાર્થી તેમજ દુકાનદારો અને ઘરબારીને બહુજ ઉપિયોગી થશે.

આ કુંચીયો આંકની પેઠે પાકી રીતે ગોખી યાદ કરે છે તેને ત્રીરાશી. પંચરાસી, બહુરાસી કે મીન અને મેષરાસી કરવા માટે ખડીઓ, કલમ, સીસાપેન, કાગળ, પેન કે સલેટ પણ લેવી પડતી નથી તેમજ આંગળીના વેઢા પણ ગણવા પડતા નથી એવી સાદી, સિદ્ધિ, સરલ, અને સગવડ વાળી છે.

## કુચીઓ.

### દોહરો.

હિસાબ ગણતા સિખવું, જેને મોઢે હોય.
કુચી ગોખી રાખજો, નહિં ભુલતાં કોઈ.

૧ જેટલે આને ડજન ( બાર નંગ ) તેટલી પાઇએ એક નંગ
૨ જેટલે આને ફુટ ( બાર આંગળ ) તેટલી પાઇએ એક આંગળ.
૩ જેટલે આને માણી ( બાર મણ ) તેટલી પાઇએ એક મણ.
૪ જેટલે આને ગજ ( ચોવીશ આંગળ ) તેટલી પાઇએ બે આંગળ.
૫ જેટલે આને ગજ તેથી અરધી પાઈએ એક આંગળ.
૬ જેટલે આને વાર ( છત્રી તસુ ) તેટલી પાઇએ ત્રણ તસુ.
૭ જેટલે આને કોડી ( વીશ નંગ ) તેથી પાંચ ગણી બદામે એક નંગ.
૮ જેટલે આને ખાંડી ( વીશ મણ ) તેથી પાંચ ગણી બદામે એક મણ.
૯ જેટલે આને પચીશ નંગ. તેથી ચાર ગણી બદામે એક નંગ.
૧૦ જેટલે આને પચીશ મણ તેથી ચાર ગણી બદામે એક મણ.
૧૧ જેટલે આને પચાશ મણ તેથી બમણી બદામે એક મણ.
૧૨ જેટલે આને પચાશ નંગ તેથી બમણી બદામે એક નંગ.

૧૩ જેટલે આને સો. તેટલી બદામે એક નંગ.
૧૪ જેટલે આને સો મણ તેટલી બદામે એક મણ.
૧૫ જેટલે આને પાંચ મણ તેથી વીશ ગણી બદામે એક મણ.
૧૬ જેટલે આને પાંચ નંગ તેથી વીશ ગણી બદામે એક નંગ.
૧૭ જેટલે આને સો તેટલી બદામે એક નંગ.
૧૮ જેટલે આને સો મણ તેટલી બદામે એક મણ.
૧૯ જેટલે આને ગેલન છેથી દોઢ ગણી પાઈએ (અરધે પૈસે) શેર.

## રૂપીઆથી ગણવાની કુંચી,

૨૦ જેટલે રૂપિએ ડજન (બાર નંગ) તેથી સોળ ગણી પાઈએ એક નંગ.
૨૧ જેટલે રૂપિએ ફુટ (બાર તસુ) તેથી સોળ ગણી પાઈએ એક તસુ.
૨૨ જેટલે રૂપિયે માણી (બાર મણ) તેથી સોળ ગણી પાઈએ એક મણ.
૨૩ જેટલે રૂપિયે ગજ (ચોવીશ તસુ) તેથી આઠ ગણી પાઈએ એક તસુ.
૨૪ જેટલે રૂપિયે વાર (છત્રીસ તસુ) તેટલા આને સવાબે તસુ.
૨૫ જેટલે રૂપિયે કોડી (વીશ નંગ) તેથી પાંચ ગણે દોકડો એક નંગ.
૨૬ જેટલે રૂપિએ ખાંડી (વીશ મણ) તેથી પાંચ ગણે દોકડો એક મણ.
૨૭ જેટલે રૂપિએ પચીશ મણ તેથી ચાર ગણે દોકડે એક મણ.
૨૮ જેટલે રૂપિએ પચીશ નંગ તેથી ચાર ગણે દોકડે એક નંગ.
૨૯ જેટલે રૂપિએ બત્રીશ મણ (ગેડીયું) તેટલા અરધે આને એક મણ.

૩૦ જેટલે રૂપિએ ચાળીશ મણ તેથી અઢી ગણે દોકડો એક મણ.
૩૧ જેટલે રૂપિયે ચાળીશ નંગ. તેથી અઢી ગણે દોકડો એક નંગ.
૩૨ જેટલે રૂપિયે પચાસ મણ તેથી બમણે દોકડે એક મણ.
૩૩ જેટલે રૂપિયે પચાસ નંગ તેથી બમણે દોકડે એક નંગ.
૩૪ જેટલે રૂપિએ સો નંગ તેટલે દોકડે એક નંગ.
૩૫ જેટલે રૂપિએ સો મણ તેટલે દોકડે એક મણ.

## શેરના હિસાબની કુચીઓ.

૩૬ જેટલે રૂપિયે શેર તેથી અઢી ગણે દોકડે રૂપિયા ભાર.
૩૭ જેટલે આને શેર તેથી અઢી ગણી બદામે રૂપિયા ભાર,
૩૮ જેટલે આને શેર તેટલી પોણી પાઇયે અઢી રૂપિયા ભાર.

## કાગળના રીમ અને ધાની કુંચી.

૩૯ જેટલે રૂપિયે રીમ તેથી પાંચ ગણે દોકડે એક ધા. ( ચોવીશ કાગળ )
૪૦ જેટલે રૂપિયે ધા ( ચોવીશ કાગળ ) તેથી આઠ ગણી પાઇએ એક કાગળ.
૪૧ જેટલે આને ધા ( ચોવીશ કાગળ ) તેથી અરધા પાઇએ એક કાગળ.
૪૨ જેટલે આને રીમ ( વીશ ધા ) તેથી પાંચ ગણી બદામે એક ધા.

## મણના હિસાબની કુચીઓ.

૪૩ જેટલે રૂપિયે મણ તેથી અઢી ગણે દોકડે શેર.
૪૪ જેટલે આને મણ તેથી અઢી ગણી બદામે શેર.
૪૫ જેટલે રૂપિયે મણ તેથી બમણે આને પાંચ શેર.
૪૬ જેટલે આને મણ તેથી દોઢ ગણી પાઇએ પાંચ શેર.

૪૭ જેટલે રૂપિયે મણુ તેટલા આનાનું અઢી શેર.
૪૮ જેટલે રૂપિયે મણુ તેટલા અરધા આનાનું સવા શેર.
૪૯ જેટણે રૂપિયે મણુ તેટલા પૈસાનું અઢી પાશેર. ( પચીશ ભાર )
૫૦ જેટલે રૂપિયે મણુ તેટલા અરધા પૈસાનું સવા પાસેર ( સાડા બાર ભાર. )

## તોલા તથા ગદીયાણાના હિસાબની કુંચી.

૫૧ જેટલે રૂપિયે તોલો તેટલા અરધા રૂપિયે ગદીયાણો ( અરધા ભાર. )
૫૨ જેટલે રૂપિયે તોલો ( રૂપિયા ભાર ) તેટધા અરધા આને વાલ.
૫૩ જેટલે રૂપિયે તોલો ( રૂપિયા ભાર ) તેથી બમણી પાઈએ રતી.
૫૪ જેટલે રૂપિયે ગદીયાણો ( અરધા ભાર ) તેટલે આને વાલ.
૫૫ જેટલે રૂપિયે ગદીયાણો તેથી ચાર ગણી પાઈએ રતી.

## પગાર અને ભાડાના હિસાબ ગણવાની કુંચી.

૫૬ જેટલા રૂપિયા મહિનાનો પગાર હોય કે જેટલા રૂપિયા મહિને ભાડું હોય તે પગાર અને ભાડાની રકમ ઉપર એક મીડું ચડાવી ત્રણે ભાગી નાખવાથી. જે એક ભાગ આવે તેને દોકડા સમજવા એ દોકડા તે એક દિવસનું ભાડું યાને પગારનો હિસા સમજવો.

## વ્યાજ ગણવાની કુંચી.

૫૭ સો. રૂપિયાનું એક મહિને જેટલા આના વ્યાજ હોય તેટલા આના પ્રમાણે દરેક રૂપિયે તેટલી બદામ પ્રમાણે વ્યાજ ગણવાથી. જે બદામો આવે તેટલું વ્યાજ એક માસનું સમજવું.

૫૮ જે પગાર કે ભાડાની રકમ ઉપર-એક પાણુ-બે પાણુ કે ત્રણ પાણુ હોય તો એક પાણુને ઠેકાણે ૨ાા કરવા-બે પાણુ હોય તો ૫ ભાંગ કરવા અને ત્રણ પાણુ હોય તો ૭ા કરી તે રકમના

ત્રણ ભાગ કરવા એક ભાગે જે રકમ આવે તે એક દિવસનો પગાર યાને ભાડું સમજવું. ( અને તે દોકડા )

## વ્યાજ ગણવાની સાદી અને સરલ કુંચીઓ.

૫૯ સો. રૂપિયાના દર ઉપર જેટલી રકમનું એટલે જેટલા આના પ્રમાણે વ્યાજ કર્યું હોય તેનો ગુણાકાર કરતાં જેટલો સરવાળો આવે તેટલી બદામો વ્યાજની આવી એમ સમજવું દાખલો.

**દાખલો.** સો. રૂપિયે, પોણા ત્રણ આના એક માસે વ્યાજ મળે છે તો સતર રૂપિયા એક માસ રહ્યા તેનું શું વ્યાજ થયું ?

**જવાબ.** ૪૬॥। પોણી સુડેતાળી બદામ. ખુલાસો એજ છે કે, સતરને પોણા ત્રણે ગુણતા ૪૬॥। તો સર આવે છે. અને સર બદામનો જ છે આવી રીતે મોયે વ્યાજ ગણી શકાય છે.

## પલ્લાના હિસાબની કુંચી.

૬૦ જેટલે આને પલ્લો ( સવા ७ મણ ) તેટલે દોકડે એક મણ,

૬૧ જેટલે આને પલ્લો ( સવા ७ મણ ) તેટલી બદામે અદા શેર.

૬૨ જેટલે રૂપિયે પલ્લો ( સવા ७ મણ ) તેટલા દોકડે અદા શેર.

૬૩ જેટલે રૂપિયે પલ્લો તેથી સોળ ગણે દોકડે એક મણ.

સાત મણનો નાનો હારો, એકત્રીશ મણનો મોટો હારો અને ત્રીશ મણની ગાડી તેની સરલ અને સિદ્ધિ રીતે કુંચીઓ કરવામાં લાખો મણની એરણ, હજારો મણનો હથોડો લઈ પરમાત્મા કુંચીઓ ઘડવા બેસે તો પણ બની શકે તેવી નથી. આવા ઢંગ વાળા નગરના માપ શા માટે થયાં હશે!! તે સમજાતું નથી.

## ગાદ્દીની મારી મચડીને શોધેલી કુંચીઓ.

૬૪ જેટલે રૂપિયે ગાદ્દી ( ત્રીશ મણ ) તેટલા આને આ ૫ પોણા બે મણ પાંચ શેર.

૬૫ જેટલે રૂપિયે ગાદ્દી તેટલી બદામનું પોણો શેર.

૬૬ જેટલે આને ગાદ્દી તેટલી પાઈનું અઢી મણ.

૬૭ જેટલે આને ગાદ્દી તેટલા પૈસાનું સાડા સાત મણ.

## હારાની કુંચી.

૬૮ જેટલે રૂપિયે હારો ( એકવીશ મણ ) તેટલા આનાનું સવા મણને અઢી શેર.

૬૯ જેટલે આને હારો ( એકવીશ મણ ) તેટલી પાઈનું પોણા બે મણ.

સાત મણના નાના હારાની કુંચી શોધતાં ભેજું.
બેહર મારી જાય તેવું છે. ફક્ત.

૭૦ જેટલે રૂપિયે નાનો હારો ( સાત મણ ) તેટલા આનાનું બત્રા સાડા સતર શેર. એટલોજ રસ્તો કાહાડી શકાયો છે.

## કાથાના હિસાબની કુંચી.

૭૧ જેટલે રૂપિએ પાંચ મણ કાથળો તેથી વીશ ગણે દોકડે એક મણ.

## મોટે હિસાબ ગણવાની રીત.

૧ જેટલે આને ડઝન (બારનંગ) કહ્યા હોય તેટલી પાઇનું એક નંગ સમજવું.

### દાખલા.

૧ પોણા ત્રણ આને ડઝન લીગ તો એક નંગની પોણી ત્રણ પાઈ કહેવી.

૨ પોણા આઠ આને ડજન હોય તો એક નંગની પોણી આઠ પાઈ કહેવી.

૩ બેરૂપિઆને સાડા ત્રણ આને ડજન હોય તો સાડી પાત્રીશ પાઇ કહેવી.

૨ જેટલે આને ફુટ (બાર આંગળ તસુ કે ઇચ) તેટલી પાઇએ એક આંગળ.

દાખલા.

૧ સાડા પંદર આને ફુટ હોય તો એક ઇચની સાડી પંદર પાઇ કહેવી.

૨ સાડા સાત આને ફુટ હોય તો એક ઇચની સાડા સાત પાઈ કહેવી.

૩ પોણાઅગીઆર આને એક ફુટ હોય તો એક ઇચની પોણા-અગીયાર પાઇ કહેવી.

૩ જેટલે આને માણી (બારમણ) હોય તેટલી પાઇએ એકમણ કહેવું,

દાખલા.

૧ સાડા ચૌદ આને માણીતો એક મણની સાડી ચૌદ પાઇ કહેવી,

૨ સવા સાત આને માણી હોય તો એક મણની સવાસાત પાઇ કહેવી.

૪ જેટલે આને ગજ (ચોવીશ ઇંચ) તેટલી અરધી પાઇએ એક તસુ.

દાખલા.

૧ સાડા ત્રણ આને ગજ હોય તો એક ઇચની પોણી બે પાઈ કહેવી.

૨ છ આને ગજ હોય તો એક ઇચની ત્રણ પાઇ ફેરવી.

૫ જેટલે આને તાર (છત્રીશ ઇગ) તેટલી પાઇએ ત્રણ તસુ ગણુવા.

દાખલા.

૧ અઢાર આને વાર હોય તો અઢાર પાઇએ ત્રણ ઇંચ ગણવા.
૨ નવ આને વાર હોય તો નવ પાઇના ત્રણ ઇંચ ગણવા.

૬ જેટલા આને કોડી (વીશ નંગ) તેથી ગાંચ ગણી બદામે એક નંગ ગણવું.

દાખલા.

૧ સતાવીશ આને એક કોડી ટોપી તો એક નંગની એકસો પાંત્રીશ બદામ થઇ કારણ કે સતાવી પંચા પાંત્રીશાસો. સવા આઠ દોકડા ત્રણ બદામ.
૨ બાર આને કોડી તો એક નંગની ૬૦ સાઠ બદામ કારણ બાર પંચા સાઠ એટલે ૩॥। દોકડા,

૭ જેટલે આને ખાંડી (વીશ મણ) તેથી પાંચ ગણી બદામે એક મણ.

દાખલા.

૧ સવા ૭ રૂપિયે ખાંડી તો એક મણની ૩૧ દોકડા થયા.
૨ પંદર આને ખાંડી તો એક મણની પંચોતેર બદામ થઈ. પંદર

૮ જેટલે આને મોટી ખાંડી (પચીશ મણ) તેથી ચાર ગણી બદામે એક મણ.

દાખલા.

૧ ૭ આને ખાંડી હોય તો ચોવીશ બદામે એક મણ થાય દોઢ દોકડો.
૨ પાંચ આને ખાંડી હોય તો વીશ બદામે એક મણ થાય સવા દોકડો.

૯ જેટલે આને પચીશ નંગ હોય તેથી ચારગણી બદામે એક નંગ ગણવુ.

દાખલા.

૧ [illegible] આને પચીશ કેરી હોયતો એક નંગની ચાળીશ બદામ થઇ અઢી દોકડા

૨ આઠ આંને પચીશ મણ હોય તો તેથી ચાર ગણી બદામે એક મણ.

૧૦ જેટલે આને પચાસ મણ હોય તેથી બમણી બદામે એક મણ.

દાખલા.

૧. પંદર આને પચાસ મણ હોય તો એક મણની ત્રીશ બદામ ગણવી.

૨ સાડી બાવીસ આને પચાસ મણ હોય તો એક મણની પીસ્તાલી[illegible] બદામ ગણવી.

૧૧ જેટલે આને પચાસ નંગ હોય તેથી બનણી બદામે એક નગ ગણવું.

દાખલા.

૧૨ ચાર આને પચાસ જાંબું તો એક જાબુની આઠ બદામ થઇ.

૨ [illegible]શ આને પચાસ કેરી હોય તો છેતાલીશ બદામે એક કેરી થાય.

૧૨ જેટલે આને સો નંગ હોય તો તેટલી બદામે એક નંગ ગણવું.

દાખલા.

૧ પાત્રીશ આને સો નાળીયેર હોય તો ૧ નંગની ૩૫ બદામ ગણવી.

૨ ચાલીશ આને સો નાળીએર હોય તો એક નંગની ચાલીશ બદામ ગણવું.

૧૩ જેટલે આને સો મણ હોય તેટલી બદામે એક મણ ગણવું.

દાખલા.

૧ સાત આને સો મણ હોય તો સાત બદામે એક મણ.

૨. તેર આને સો મણ હોય તો તેર બદામે એક મણ.

૧૪ જેટલે આને પાંચ મણ હોય તો તેથી વીશ ગણી બદામે એક મણ.

દાખલા.

૧ આઠ આને પાંચ મણ હોય તો આઠને વીશગણા કરતાં એકસો સાઠ બદામે ૧ મણ થાય દશ દોકડા.

૨ પંદર આને પાંચ મણ હોય તો વીશો પંદરી ૩૦૦ બદામ થાય એટલે પોણી ઓગણીશ દોકડા,

૧૫ જેટલે આને પાંચ નંગ હોય તો તેથી વીગશણી બદામે એક નંગ.

દાખલા.

૧ એક આને પાંચ નંગ તો એક નંગની વીશ બદામ. સવા દોકડો થાય.

૨ બે આને પાંચ નંગ તો એક નંગની ચાલીશ બદામ થાય. અઢી દોકડા.

૧૬ જેટલે આને સોળ નંગ હોય તેથી સવા છ ગણી બદામે એક નંગ યાને તેટલી પોણી પાઇએ એક નંગ.

દાખલા.

૧ પંદર આને સોલ નંગ તો એક નંગની સવા અગીઆર પાઈ થાય.

૨ વીશ આને સોલ નંગ તો એક નંગની પંદર પાઇ થાય.

૧૭ જેટલે આને સોલ મણ તેટલી પોણી પાઇએ એક મણ.

### દાખલા.

૧ સોલ આને સોલ મણ તો એક મણની બાર પાઈ થાય.

૨ પંદર આને સોલ મણ હોય તો એક મણની સવાઅગીઆર પાઇ.

૧૮ જેટલે આને ગેલન (આઠ શેર) તેટલા અરધા પૈસે શેર.

૧૯ જેટલે રૂપિયે ગેલન તેથી બમણે આને એક શેર.

### રૂપિઆથી હિસાબ ગણવાના દાખલા.

૨૦ જેટલે રૂપિયે ડજન (બાર નંગ) તેથી સોલ ગણી પાઇએ એક નંગ.

### દાખલા.

૧ એક રૂપિયે ડજન તો એક નંગની સોલ પાઈ.

૨ દોઢ રૂપિયે ડઝન હોય તો એક નંગની ચોવીશ પાઈ.

૨૧ જેટલે રૂપિયે ફુટ (બાર ઇંચ) તેથી સોલ ગણી પાઇએ એક ઇંચ.

### દાખલા.

૧ એક રૂપિયે ફુટ તો એક ઇંચની ૧૬ પાઇ થાય.

૨ સવા રૂપિયે ફુટ હોય તો વીશ પાઇએ એક ઇંચ થાય.

૨૨ જેટલે રૂપિયે માણી (બારમણ) તેથી ૧૬ ગણી પાઇએ એક મણ.

### દાખલા.

એક રૂપિયે માણી હોય તો સોલ પાઇએ એક મણ.

૨ બે રૂપિયે માણી હોય તો બત્રીશ પાઇનું એક મણ.

૨૩ જેટલે રૂપિયે ગજ (ચોવીશ ઇંચ) તેથી આઠ ગણી પાઇએ એક ઈંચ.

૧ એક રૂપિએ ગજ હોય તો આઠ પાઈનું એક ઈંચ.

૨ બે રૂપિયે ગજ હોય તો સોલ પાઇનું એક ઇચ.

૨૪ જેટલે રૂપિયે વાર તેટલા આનાનું સવા બે તસુ.

દાખલા.

૧ રૂપિયે વાર હોગ તો એક આનાનું સવા બે તસુ.

૨ બે રૂપિએ વાર હોય તો બે આનાનું સવા બે તસુ.

૨૫ જેટલે રૂપિએ કોડી (વીશ નંગ) તેથી પાંચ ગણે દોકડે એક નંગ.

દાખલા.

૧ એક રૂપિયે કોડી તો એક નંગના પાંચ દોકડા.

૨ બે રૂપિયે કોડી હોય તો એક નંગના દશ દોકડા.

૨૬ જેટલે રૂપિયે ખાંડી (વીશ મણ) તેથી પાંચ ગણે દોકડે એક મણ.

દાખલા.

૧ એક રૂપિયે વીશ મણ તો એક મણવા પાંચ દોકડા.

૨ બે રૂપિયે વીશ મણ હોય તો એક મણના દસ દોકડા.

૨૭ જેટલા રૂપિયે મોટી ખાંડી (પચીશ મણ) તેથી ચાર ગણે દોકડે એક મણ.

દાખલા.

૧ બે રૂપિયે મોટી ખાંડી તો એક મણના આઠ દોકડા થાય.

૨ પાંચ રૂપિએ મોટી ખાંડી તો એક મણ વીશ દોકડા.

૨૮ જેટલે રૂપિયે પચાશ નંગ તેથી ચાર ગણે દોકડે એક નંગ.

દાખલા.

૧. બે રૂપિયે પચાશ નંગ હોય તો આઠ દોકડેનું એક નંગ થાય.

૨ ચાર રૂપિયે પચાશ નંગ હોય તો સોલ દોકડાનું એક નંગ થાય.

૨૯ જેટલે રૂપિયે ભારીયું (બત્રીશ મણ) તેટલા અરધે આને એક મણ.

### દાખલા.

૧ દસ રૂપિયેટ્એડીયું તો એક મણના પાંચ આના.

૨ બત્રીસ રૂપિયે બેડીયું હોય તો એક મણના સોલ આના.

૩૦ જેટલે રૂપિયે બત્રીશ નંગ તેથી અર્ધે આને એક નંગ.

### દાખલા.

૧ એક રૂપિયે ૩૨ કેરી તો એક નંગનો અરધો આનો.

૨ પાંચ રૂપિએ ૩૨ નાળીએર હોય તો એક નંગના અઢી આના.

૩૧ જેકલે રૂપિયે ચાળીશ મણ તેથી અઢી દોકડે એક મણ.

### દાખલા.

૧ બે રૂપિએ ચાળીશ મણ તો એક મણના પાંચ દોકડા.

૨ પાંચ રૂપિએ ચાળીશ મણ હોય તો એક મણના સાડા-બાર દોકડા.

૩૨ જેટલે રૂપિયે ચાળીશ નંગ તેથી અઢી ઘણે દોકડે એક નંગ

### દાખલા.

૧ બે રૂપિયે ચાળીશ નંગ તો એક નંગના પાંચ દોકડા.

૨ પાંચ રૂપિયે ચાળીશ નંગ હોય તો એક નંગના સાડાબાર દોકડા.

૩૩ જેટલે રૂપિયે પચાશ મણ (મુડો) તેથી બમણે દોકડે એક મણ.

૧ એક રૂપિયે મુડો તો બે દોકડે એક મણ.

૨ પંદર રૂપિયે મુડો હોય તો ત્રાશ દોકડે એક મણ.

૩૪ જેટલે રૂપિએ પચાસ નંગ તેથી બમણે દોકડે એક નંગ.

### દાખલા.

૧ દસ રૂપિયે પચાસ નંગ તો એક નંગના વીશ દોકડા.

૨ પ્રચાસ રૂપિયે પચાસ નંગ તો સો દોકડે એક નંગ.

૩૫ જેટલે રૂપિએ સો મણ તેટલા દોકડે એક મણ.

### દાખલા.

૧ દસ રૂપિયે સો મણ હોય તો દસ દોકડાનું એકમણ.

૨ પચીશ રૂપિયે સો મણ તો એક મણના પચીશ દોકડા.

૩૬ જેટલે રૂપિયે સો નંગ તેટલા દોકડાનું એક નંગ.

૧ બાર રૂપિયે સો નાળીએર તો એક નંગના બાર દોકડા.

૨ પચીશ રૂપિયે સો નાળીયેર હોક તો પચીશ દોકડે એકની નાળીયેર.

## શેરના હિસાબની કૂંચીઓ.

૩૭ જેટલે રૂપિએ શેર તેથી અઢી ગણે દોકડે રૂપિઆ ભાર.

### દાખલો

૧ પાંચ રૂપિએ શેર તો સાડાબાર દોકડે એક રૂપિઆ ભાર.

૩૮ જેટલે રૂપિએ શેર તેટલા આનાનું એક અધોળ.

### દાખલા

૧ રૂપિએ શેર તો એક આને અધોળ અઢાભાર.

૩૯ જેટલે રૂપિએ મણ તેથી અઢી ગણે દોકડે એક શેર.

૪૦ જેટલે રૂપિએ મણ તેટલા આને અઢી શેર.

૪૧ જેટલે રૂપિએ મણ તેથી અરધે અરધે આને સવાશેર.

૪૨ જેટલે રૂપિએ મણ તેટલા પૈસાનું અઢી પાશેર ( પચ્ચીસ ભાર )

૪૩ જેટલે આને મણ તેથી અઢી ગણી બદામે એક શેર.

૪૪ જેટલે આને મણ તેથી અઢી ગણી બદામે એક શેર.

૪૫ જેટલે આને મણ તેટલા અરધા પૈસે પાંચ શેર.

## કાગળના રીમના હિસાબની કુંચીઓ.

૪૬ જેટલે રૂપિએ રીમ ( વીસ ધાનું એક રીમ ) તેથી પાંચ ગણે દોકડે એક ધા.

૪૭ જેટલે રૂપિએ ધા તેથી આઠ ગણી પાઇએ એક કાગળ.

૪૮ જેટલે રૂપિએ રીમ તેટલા આનાનો સવા ધા.

૪૯ જેટલે આને રીમ તેથી પાંચ ગણી બદામે એક ધા.

૫૦ જેટલે આને ધા (ચોવીસ કાગળ) તેટલી અરધી પાઇએ એક કાગળ

## તોલાના હિસાબની કુંચીઓ.

૫૧ જેટલે રૂપિએ તોલો તેટલા અરધા રૂપિએ ગદીઆણો.

૫૨ જેટલે રૂપિએ તોલો (રૂપિઆ ભાર) તેટલા અરધે આને એક વાલ.

૫૩ જેટલે રૂપિએ તોલો તેથી બમણી પાઇએ એક રતી (ચણોઠી ભાર.)

## ગદીઆણાના હિસાબની કુંચી.

૫૪ જેટલે રૂપિએ ગદીઆણો ( અરધા રૂપિઆ ભાર ) તેટલે આને એક વાલ.

૫૫ જેટલે રૂપિએ ગદીઆણો તેથી ચાર ગણી પાઇએ એક રતી.

## પગાર તથા ભાડાના હિસાબ ગણવાની કુંચીઓ.

૫૬ જેટલા રૂપિઆનો મહિને પગાર હોય કે જેટલા રૂપિએ મહિને ભાડું હોય. તે રકમ સાથે જેટલા દિવસનો પગાર ગણવો હોય ભાડું ગણવું હોય. તેનો પગારના રૂપિઆ સાથે દિવસનો ગુણાકાર કરવો. જે ગુણાકાર આવે તે ઉપર એક મીંડું ચડાવવું. અને તેને ત્રીજે ભાગ કરવો. જે ત્રીજે ભાગ આવે, તે તેટલા દિવસનો પગાર સમજવો. ( દાખલા )

દાખલો.

પંદર રૂપિઆ એક મહિને પગાર હોય તો એક દિવસનું શું.

૧૫ પગારની રકમ
૧ એક દિવસ
———
૧૫ પંદરનો ગુણાકાર આવ્યો. હવે તેના ઉપર મીંડુ ચઢાવો.
૦
———
૧૫૦ દોકડા થયા. તેને ત્રણે ભાગો.
૩) ૧૫૦ (૫૦ પચાસ દોકડા જવાબ આવ્યો.
૧૫૦
———
૦૦૦

૫૭ જો પગારની રકમ ઉપર એક પાણુ, બે પાણુ કે ત્રણ પાણુ હોય તો શું કરવું? ખુલાસા, એક પાણુ હોય તો મીંડુ કરવું નહી, પણ એક પાણુની જગ્યાએ ૨।।-અઢી કરવા. બે પાણુ હોય તો ૫ પાંચ કરવા. ત્રણ પાણુ હોય તો સાડા સાત કરવા.

દાખલો.

૧ માસે પા સવાપાંચ રૂપિઆ પગાર હોય તો એક દિવસનું શું?

પા
૧
———
પા ૧ સવા પાંચ થયા. પાણુ કાઢી નાખી તે ઠેકાણે અઢી

નો આંકડો કરી, એટલે પરા થયા. તેને ત્રણે ભાગો એક ભાગ આવે તે જવાબ.

૩) પરા (૧ળા
  પ૧
  ———
  ૧ા
  ૧ા
  ———
  ૦૦૦ જવાબ સાડા સત્તર દોકડા.

૨ સાડા પાચ રૂપિએ મહિનો તો એક દિવસનું શું ?

પાા
૧
———
પાા બે પાણો કાઢી નાખી, તે જગ્યાએ પાંચ કરો અને ત્રણે ભાગો. ત્રીજે ભાગે જે આવે તેટલા દોકડા જવાબ.

૩) પપ (૧૮ દો. પા બ. જવાબ અઢાર દોકડા સવાપાંચ બદામ.
  પ૪
  ———
  ૧

૩ પોણા ૭ રૂપિએ મહિનો તો એક દિવસનું શું.

પાાા
૧
———
પાાા ત્રણ પાણ કાઢી નાખી તે જગ્યાએ ળા નો આંકડો
પ મુકો. એટલે પળા સાડા સત્તાવન થયા. તેને ત્રણે ભાગો.

ત્રીજે ભાગે જે રકમ આવી તે દોકડા સમજો.

૩) ૫૭ાા (૧૯–૨ાા–૨ાા વિસવાસી જવાબ.

દો. બ. વિ.

ગમે તેટલો પગાર કે ભાડું હોય તેનો રસ્તે ચાલતા હિસાબ થઇ શકે છે.

## વ્યાજની કુંચી ઉપર આવી ગઈ છે.

૫૮ પલ્લાના હિસાબની કુંચીઓ.

૧ જેટલે રૂપિયે પલ્લો તેથી ૧૬ સોળ ગણે દોકડે એક મણુ.

૩ જેટલે રૂપિએ પલ્લો તેટલા દોકડાનું અઢી શેર.

૪ જેટલે આને પલ્લો તેટલી બદામે અઢી શેર.

## કોથળાના હિસાબ કેવી રીતે ગણવા.

૫૯ જેટલે રૂપિએ કોથળો (પાંચગણા) તેથી વીશ ગણે દોકડે એક મણુ.

૬૦ જેટલે રૂપિએ કોથળો તેટલા દોકડાનું બશેર.

૬૧ જેટલે રૂપિએ કોથળો, તેથી અરધા દોકડાએ એક શેર.

## દાખલા.

૧ સાડા ત્રણ રૂપિએ કોથળો તો એક મણનું શું. જ. ૭૦ દોકડા.

૨ સાત રૂપિએ કોથળો તો પાંચ શેરનું શું. જ. સાડા સત્તર દોકડા.

૩ બાર રૂપિએ કોથળો તો ચાર શેરનું શું. જ. ચોવીસ દોકડા.

૬૨ જેટલે આને કોથળો તેટલી બદામે બશેર.

૬૨ જેટલે આને કોથળો તેથી અરધી બદામે એક શેર.

૬૩ જેટલે આને કોથળો તેથી વીસ ગણી બદામે એક મણ.

## ડજન ફુટ અને માણીના હિસાબ એકજ છે.

તફાવત ડઝનમાં નંગ હોય છે, ફુટમાં માપ હોય છે. માણીનાં મણુ બાદ હિસાબ એકજ રીતે થાય છે, જુવો.

૧૩ આને ડઝન હોય તો ૧૩ પાઇનું એક નંગ મળે છે, જ્યારે

તેર આને ફુટ હોય છે, ત્યારે પણ તેરજ પાઇએ એક તસું મળે. એવીજ રીતે માણીના ૧૩ આના હોય તો ૧૩ પાઇએજ મણ મળે. રૂપિઆના હિસાબમાં પણ એજ રીત છે, જુવો.

૧૧ અગીઆર રૂપિએ ડઝન જબલાં હોય તો રૂ. ૦–૧૪–૮ પાઈ થાય છે અને ફુટ જો અગીઆર રૂપિએ હોય તો એક તસુના રૂ. ૦–૧૪–૮ પાઇ થાય છે તેવીજ રીતે અગીઆર રૂપિએ માણી હોય તો એક મણના રૂ. ૦–૧૪–૮ પાઇ થાય છે. એ વાત કાયમ લક્ષમાં રાખવી.

## તોલ કેવી રીતે ઓળખાય છે.

૧ ચાલીશ શેર હોય તેને એક મણ કેહેવાય.
૨ પાંચ મણ હોય તેને કોથળો કેહેવો.
૩ સવા ૭ મણ હોય તેને પલ્લો કેહેવો.
૪ સાત મણને નાનો હારો કેહેવો.
૫ બાર મણને માણી કેહેવી.
૬ સોળ મણને કળશી કેહેવી.
૭ વીસ મણને નાની ખાંડી કેહેવી.
૮ એકવીશ મણને મોટો હારો કેહેવો.
૯ પચ્ચીશ મણને મોટી ખાંડી કેહેવી.
૧૦ ત્રીસ મણને ગાક્ષી કેહેવી.
૧૧ બત્રીશ મણને બેઠીઉં કેહેવું.
૧૨ પચાસ મણને મુડો કેહેવો.
૧૩ સો મણને મોટા મુડાનું નામ દેવું.

## માપ કેવી રીતે સમજવા.

૧ બાર તસુ તે એક ફુટ, ૨ ચોવીશ તસુ તે એક ગજ ૩ છત્રી તસુ તે એક વાર.

## નાનાં તોલો કોને કેહેવા.

૧ ચાળીશ રૂપિઆ ભારનો શેર
૨ વીશ ભારનો અરધો શેર
૩ દસ ભારનો પાશેર
૪ પાંચ ભારે નવટાંક
૫ અઢી ભારે અધોળ
૬ એક રૂપિઆ ભારે તોલો
૭ અરધા રૂપિઆ ભારે સોળ વાલ
૮ પાવલી ભારે આઠ વાલ
૯ બે આની ભારે ચાર વાલ
૧૦ ત્રણ ચરોઠી ભારની એક રતી
૧૧ ચરોઠી એટલે એક રતી

## ગાડીનો હિસાબ માસિક પગારની પેઠે ગણવો.

આ કુંચીનો બહુજ વિચાર કરતાં આખરે કુદ્રતેજ ભેજામાં એવી પ્રેરણા કરી કે, જેવી રીતે નોકરી યાને ઘરભાડાની રકમનો હિસાબ કરતો, તેવી રીતે ગણીએ તો બરોબર મણનો હિસાબ આવે છે.

## દાખલા-ત્રીસ મણની ગાડી.

પ।।। પોણા ૭ રૂપિએ ગાડી તો એક મણનું શું.

પ૭।। પોણા ૭ એટલે પાંચ ઉપર ત્રણ પાણ છે. તે ત્રણ પાણ કાઢી નાખી તે ઉપર ૭।। સાત કરી તે સાથે એકનો ગુણાકાર કરતાં પ૭।। સાડી સત્તાવન આવ્યા. તેના ત્રણ ભાગ કરવાથી ૧૯ દોકડા અને ૨।। બદામ ૨।। અઢી વિશ્વાસી થઈ અને બરોબર પૈસા એક મણના ત્રણ આના અને પોણી ૬।।। બદામ.

દો. બ. વિ.
૩)પ૭।।(૧૯—૨।।—૨।।
પ૭
———
૦।। દોકડો
૩)૦।।( દોકડાના ત્રણ ભાગ
૩) ૮ (૨।। બદામ
૭।।
———
૦।। બદામ

૩)૮(૨॥ વિશ્વાસી.
૭॥

---

૦॥ અરધી વિશ્વાસીના
ત્રણ ભાગ.

## સંખ્યાની માહિતી.

૧ એક
૧૦ દશ
૧૦૦ સો
૧૦૦૦ હજાર
૧૦૦૦૦ દશ હજાર
૧૦૦૦૦૦ લાખ
૧૦૦૦૦૦૦ દશ લાખ
૧૦૦૦૦૦૦૦ કરોડ
૧૦૦૦૦૦૦૦૦ દશ કરોડ
૧૦૦૦૦૦૦૦૦૦ અબજ
૧૦૦૦૦૦૦૦૦૦૦ દશ અબજ
૧૦૦૦૦૦૦૦૦૦૦૦ ખર્વ
૧૦૦૦૦૦૦૦૦૦૦૦૦ નીખર્વ
૧૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦ મહા પદમ
૧૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦ શંકુ
૧૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦ જલદી
૧૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦ અંત
૧૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦ મધ્ય
૧૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦ પ્રાર્ધ

૧ અંત એટલે કોઈ પણ રીતે તોલ, માપ, વજન કે ગણત્રી થઇ શકે તે.

૨ અનંત એટલે જેની કોઇ પણ રીતે હદ કે મર્યાદા બાંધી ન શકાય તે તથા જેના આદી અને અંતની સમજ પડે પડે નહી તે પણ કહી શકાય.

## શબ્દની માહિતી.

૧ પોણીસો એટલે શું–૧૦૦ સો માં ચાર આના ઓછા તે, અને રૂપિયા નવાણુંનો આંકડો કરી ત્રણ પાણુ કરીએ તે.

૨ પોણો સો એટલે શું–૧૦૦ પંચોતેર અને સાતડા ઉપર પાંચડો કરીએ તે.

૩ સવાસો એટલે શું. ૧૦૦ એકડો–બે મીંડા અને ઉપર એક પાણુ કરીએ તે અને એક સો પચીશ તે પણ સવાસો કહેવાય.

૪ સાઢી સો એટલે શું. ૧૦૦, એકડો બે મીંડા અને તે ઉપર બે પાણુ.

૫ પોણી બસો એટલે શું. ૧૦૦ એકડો બે નવડા અને ત્રણ પાણુ ઉપર તે.

૬ પોણા બસો એટલે શું. ૧૦૦ એકડો, સાતડો અને તેના ઉપર પાંચડો કરીએ તે શબ્દોની અનેક રચના છે. હકીકત અને ગણત્રી ઉપર ધ્યાન રાખી લખવું જોઇએ.

## મોટા રાજા, ઑફીસરો અને શેઠીયાઓએ રૂશ્વતખોરો અને જબરાઇથી નાંણાં કઢાવનારને શોધી કાઢવાની કુંચીઓ.

૧ નોકરીમાં રહ્યો ત્યારે તેની અને તેના બાપની સ્થિતિ કેવી હતી?

૨ માસિક કેટલો પગાર મળતો? ૩ કેટલા વર્ષની સરવીશ થઈ?

૪ નોકરીમાં રહ્યો ત્યારે તેના પાસે મુડી શું હતી ?
૫ માથે દેવું કેટલું હતું ? ૬ ઘર ઘરના હતાં કે ભાડાના ? ગીરો હતાં કે કેમ ?
૭ વારસામાં, બક્ષીસ, ચાલતી નોકરીમાં કેટલું મળ્યું છે ?

## ઉપરની તપાસ પ્રથમ કરવી જોઇએ.

૧ નોકરીનો જે પગાર મળે છે, તેમાં કેટલા માણસો ખાનાર છે ?
૨ જનાવરો ગાય, ભેંસ, બળદ, ઘોડું, ઘોડાગાડીનો શું ખર્ચ છે ?
૩ નોકરીમાં રહ્યા પછી મા, બાપ વિગેરે કેટલાના બારમા કર્યાનો ખર્ચ થયો ?
૪ નોકરીમાં રહ્યા પછી લગ્ન, ખર્ચ, અઘરણી ખર્ચ કરીયાવર ખર્ચ કેટલો થયો.
૫ નોકરીમાં રહ્યા પછી જમીન કેટલી લીધી ? ખેતી તથા મકાનોની.
૬ ,, ,, ઘર કેટલા નવાં ચણાવ્યાં ? અને શું ખર્ચ થયો ?
૭ ઘરમાં ઘરેણા અને કિંમતી વાસણ કપડાં કેટલાં કરાવ્યાં ?
૮ મીલોમાં, કમ્પનીઓમાં કેટલા શેર લીધા ?
૯ પોતા તરફથી કે બીજાના નામથી પેઢી કેટલી ચાલે છે ?
૧૦ સેવિંગ બેંકમાં, અને વેહેપારીને ત્યાં કેટલા પૈસા જમા મુકયા છે ?
૧૧ અંગ ઉધારે અને ઘરેણા ઉપર કેટલા પૈસા ધિરેલા છે ?
૧૨ પોતે કેટલી વાર લગ્ન કર્યાં છોકરા કેટલાક પરણાવ્યા ?
૧૩ રોકડ રકમ સીલક શું છે ?

ઉપરની સાત કલમ સાથે તેર કલમ પ્રમાણે તપાસ કરતાં મોટી રકમનો ફેરફાર માલુમ પડે તો જાણવું કે જહાંગીરી ચલાવી

અથવા અધર્મ અન્યાય અને અનીતિથી મેળવેલો આ અવેજ છે અને તે સઘળો રાજ્યમાં ખાલસા ખાતે જમે કરવો જોઇએ. આ કૂંચી રાજાઓ અને પવિત્ર ઓફીસરોનેજ જાણવા માટે નવી શોધ કરી બતાવી છે.

આ કૂંચીઓથી હિસાબ કર્યો પછી પેનશન આપવાનો રીવાજ રાખવો જોઇએ. જો લક્ષાધિપતિ કે કોટી પતિ થયા હોય તો તેની દોલત ખાલસા કરવી.

## કૂંચીઓ કરવાનું કારણ.

હમેશાં રાજાઓ પવિત્ર હોય છે, રાજ્યનીતિ પણ પવિત્ર હોય છે. છતાં રાજ્યનીતિ વગોવાય છે તેનું કારણ જબરાઇથી નાણાં કઢાવનાર રૂસ્વત લેનાર અનીતિ અને અધર્મ કરનાર નોકરોજ હોય છે અને તપાસ કોઈ કરનાર હોતું નથી તેથી રાજ્યનીતિ વગોવાય છે. કોઇ કોઇ રાજ્યમાં તો જુલમગાર; રૂસ્વત લેનાર, જબરાઇથી નાણાં કઢાવનાર જેવાજ તેના ઉપરી અધિકારીઓ ( જોડીયા ભાઇ ) હોય છે. એટલે તેવા રાજ્યમાં, તેરીબી ચુપ અને મેરીબી ચુપ તપાસજ કરતા નથી. અરજદારોને પીલી નાખી ખોટા ઠરાવે છે અને શિક્ષા પણ કરાવે છે. જેથી કરી ખરા અરજદારો અજવાળે રજુજ થવા પામતા નથી.

આવી તપાસ વખતે જે નોકર ઉપર તપાસ કરવાની હોય તે નોકરને મનાઇ હુકમથી અમુક સ્થળે રાખવો જોઇએ જેથી પુરાવા તોડી શકે નહી. તપાસ પુરી થયા પછી દરેક બાબતનો ખુલાસો લેખીત નહી પણ જબાનીથી લેવો જોઇએ. વકીલોનો લાભ આવા કામમાં આપવો જોઇએજ નહીં.

આ કૂંચીઓ અનીતિ, અધર્મ, અન્યાય અને અઘોર કુકર્મ કરનાર રાજ્યનીતિ વગોવનારને ખંજર ભોંકાયા જેવી ત્રાસદાયક થઈ પડશે પરંતુ મહાન પવિત્ર રાજાઓની વિના કારણે રાજ્યનીતિ વગોવાય છે. જેને લીધે મારી અત્યંત લાગણી દુખાવાથી આ કૂંચીઓ પ્રગટ કરી છે. કેટલાએક રાજની ત્રીજોરીઓ તળીયા ઝાટક હોય છે અને ભંડારમાં રામપાત્રના કાંઠા રઝળતા પડયા દેખાય છે. એટલુંજ નહી પણ રાજ્યને માથે કરોડોનાં દેવાનો બોજો થવાથી રાજ્ય સત્તા ડૂબી જવા જેવી સ્થિતિમાં આવી પડે છે. જુવો કે અધમ જાતના નોકરોને ગેબના મારનો ફટકો પડયા વગર રહેતોજ નથી.

આવા અઘોર કુકરમીને ઘેર ડાકટરોની સદા વીઝીટ હોય છે, ભુવા, જોશી અને મંત્ર તંત્ર વાદીઓ તેમને ઘેર સદાને માટે મોતરેલાજ હોય છે. આ ઉપરથી પણ જોવાય છે કે, અઘોર કુકરમી આ માણસ છે અને તેવાના ઘરમાં વખતે હાલરડાં ગાવાનો પ્રસંગ પણ ભાગ્યેજ હોય છે.

---

## કુવચનનો પ્રભાવ.

### દોહરા.

કુ વચનોથી કઇક નાં, નાશ પામીયાં કુળ;
બહુ ઉંડાં પાંતાળમાં, હતાં જેમનાં મૂળ. ૧
કુ વચનોથી કઇકનાં, થયાં માથડાં ડુલ;
રણમાં રખડી ફાકતાં, ઢગલા મોઢે ધુળ. ૨
કુ વચનોથી કઇક જન, થયા દેશની પાર;
ગયા પછી આવ્યા નથી, કોઇ નિજને દ્વાર. ૩

પેટ ભરીને ખાય છે, કુ વચનોથી માર;
ભાગી જાએ હાડક્યાં, કહાં મરે છે ઠાર. ૪
કુ વચનોથી કષકના, વળી ગયા છે દાટ;
તેવાં વચનો કોઇને, કહેવાં કહો શા માટ. ૫

## રાજા પાસેથી ઇનામ લેવા શું કરવું ?

### દોહરા.

ઈનામ લેવું હોય તો, કોઇ રાયની પાસ;
માંખણીયાને શોધજો, પેહેલા કહું છું ખાસ. ૧
કાં ચોથો કાં આઠમો, કાં તો અરધો અરધ;
ઠરાવશો જો ભાગ તો, મળશે ઇનાંમ તરત. ૨
કાં સેવા તેની કરો, નમો પડીને પાય;
કવિઓ સહુ તે જાણજો, ઘણો સરલ ઉપાય. ૩
વણ માંખણીયાએ કોઇ દિ, નહી પામશો પાઈ;
વીલે મોઢે આવશો, ઘેર બહુ અથડાઈ. ૪
માહિ‌તિ બંધુ ગુણના, ભલે હોય એ ભાઇ;
તો પણ તેના ચાટજો, તળીયાં સાથે પાય. ૫
કેઇ નહિં તો છેવટે, ભીખ સમાનું ધન;
જરૂર મળશે જાણજો, કહે છે ત્રિભુવન. ૬

## કેટલાય ડફણેથી કામ કરે છે.

### દોહરા.

ડફણે વાગે દુંદભી, બરડો સોજી જાય;
ત્યારે સિધ્ધે મારગે, તેના થીજ ચલાય. ૧
ભાઠાં બહુ ભારે પડે, વાયસ ઠોલો ખાય;
ત્યારે ધિરજ દાખવે, વળી શાંત તે થાય. ૨

આવા ગુણના માનવી, મળે જનોને કોઇ;
કદ્રણાં દીધે રાખજો, નહી ભુલતાં જોઇ. ૩

## કુ વચનનો જખમ કેવો હોય.

### દોહરા.

જીવી લાંબી જીંદગી, ભસ્મ મરીને થાય;
કુ વચનોના જખમતે, તદપી નવ રૂઝાય. ૧
ખંજર, ભાલા, તીરના, વળી અસિના ઘાય;
તે સઘળા રૂઝાય છે, પણ એ નવ રૂઝાય. ૨
હુંકારા અપમાનથી, કરે રૂવાબે વાત;
તે ઉપરથી સમજવો, અધમ ખરો છે જાત. ૩
ઝેર ઘણો કાળો કરે, ગજબ કરે હદ બ્હાર;
કુ વચનોથી જખમ કો, નથી કોઇએજ થનાર. ૪
અધમ જાતના હોય તે, બોલે એવા બોલ;
જેની જીભે પાડવો, જોઇએ રંગે છોલ. ૫
આવા દેખી આંખથી, બહુજ વસવું દૂર;
શાંતિનો ભંગ થાય ના, જીવતા જન જરૂર. ૬

## અધમ જાતને સુધારવા કોણ સમર્થ છે.

### દોહરા.

અધમ જાત સુધારવા, સમરથ ન મળે કોઇ;
ઇશ્વિર પણ આઘા ખસે, લાખો મજલે જોઇ.

## અધમ જાત શું કરે છે.

### દોહરા.

અધમ જાતના હોય તે, કરે જીવની ઘાત;
દયા ન ખાએ દિલમાં, એ પરથમ છે વાત.

કુડાં નાખે આળ એ, દીએ દુઃખ અપાર;
લાજે નહી તે લોકથી, જાતાં જમને દ્વાર. ૨
સાચું પણ બોલે નહી, જાતાં તેનો જીવ;
અંતરથી નવ ઓળખે, સરજનહારા શિવ. ૩
વરતાવે છે ત્રાસ તે, જ્યાં જાએ છે ત્યાંય;
ખોદે છે વળી મૂળીયાં, પેટ ભરીને ખાય. ૪
ઉપકારના કરનારના, અતિ કરે અપકાર;
કદર ન બુઝે કોઇ દિ, સરવ સુખ હરનાર. ૫
જે ચાહે છે તેમનું, વાળે સત્યા નાશ;
સારૂં તજ્ઞપુર ના કરે, કે ત્રિભુવન દાસ. ૬
મહા નિચમાં નિચ આ, જાત અને છે કુળ;
સોબત કરતાં તેમની; પડે ફાકવી ધુળ. ૭

## સદ્દગુણી અને સંતની સોબતથી શું ?

### દોહરો.

સદ્દગુણી ને સંતની, સોબતમાં રેહેવાય;
જાય સુધરી જીંદગી; મરતા મુક્તિ થાય. ૧

---

## સાસુ અને નણંદની ચોપડી લખવાનો હેતુ.

આ લોહીની તરસી અને જીવની ભૂખી, સાસુ તથા નણંદની કથા લખવાનું અને પ્રગટ કરવાનું કારણ એવું છે કે, સવારના પ્રભાતમાં ભર ઊંઘમાં સુતેલી વહુને જગાડી પ્રથમો અખ્ખામાં, બાપ, ભાઇ, બેન સામી બદજબાન ગાળોના ધોધમાર વરસાદથી તરબોળ કરી થરથરાવી, કંપાવી, ધ્રુજાવી બન્ને આંખોની આંસુની કોયળીઓમાંથી આંસુઓની ધારા વેહેવરાવી સખ્ત મજુરીનું કામ

પ્રથમ ઘંટીનું, સપુરત કરે છે. અને અમુક ટાઇમમાં પતાવી સેવામાં રજુ થવાનું ફરમાવે છે. આ કામ પુરૂં થતાની સાથેજ પાણી સારવાનું અને તમામને ધમારવાનું કામ સોંપી દે છે. તે સાથે અનેક કામના ફરમાનો તો ચાલુજ હોય. ઘરને સાફસુફ કરવું, વાસણ માંજવા અને તે સાથે અગ્નિદેવની સેવા સોંપી દેવામાં આવે છે. કામ એવાં હોય છે કે, વહુઓને નિરાતનો શ્વાસ લેવાનો વખત મળતો નથી તો પછી બેસવાનું તો હોયજ ક્યાંથી? છતાં કોઈ જાતનું ફરમાન કરવા જેવું ન હોય. અને વહુ જરા સામી ઉભી રહે તો કહેશે કે મોટો હીજડો મારા સામે ઉભો છે, બેસે તો કહેશે કે ગરાસણી જેવી કેવી બેઠી છે? જો થાકને લીધે સુવે તો કહેશે કે, ગધાડીની જેમ કેવી આળોટે છે? કોઇ રીતે જપવા દેતીઓ નથી. ખાવા બેસે તો કહેશે કે, ભેંસની જેમ રાંડ બેઠી બેઠી વાગોળે છે. ( ખાવામાં તો વાસી અને બીજાનું છાંડેલું હોય તેજ હોય છે, તે પણ પેટ પુરતું નહી ) ખાતાં ખાતાં પણ ઉઠ બેસ કરાવે છે, માંદી પડે તો કહેશે કે ઢોંગ કરે છે, એક દાખલો લખતાં કંપારી છુટે છે કે, એક જક્ષણીએ પોતાના બે દિકરાની વહુઓનાં રીબાવીને પ્રાણ લીધા છે. મરતી વખતે પણ નિરાંતનો દમ ખેંચવામાં વિઘ્નથી વિશેષ વ્યાધિ કરાવેલી અને બેભાન અવસ્થામાં જાડું કઢાવેલું, પ્રાણ જાડું કાઢતાંજ બન્નેના ગયા હતા. તેમાં એક વહુના બાપે તો આ કાફર કુટુંબનો હેવાલ છપાવ્યાનું મેં સાંભળ્યું છે.

વહુના માતા, પિતા અને ભાઇ બ્હેન દેવ સમાં હોય છે છતાં તેમને બદ જબાનથી ગાળો અને એવા એવા શ્રાપ આપે છે કે ઢેડી કે ભંગડી આવી જબાનથી ગાળો કે શ્રાપ આપતી નહિ હોય. કેટલીક તો વહુઓને માર મારે છે, ગાળ દે છે અને ઘાસલેટ છાંટી

સળગાવી મુકે છે. કોઇ પાણીના ટાંકાં કે કુવામાં નાખી દઇ જીવ લે છે. કાંતો આવા અસહ્ય દુઃખની વેદનાથી વહુઓ બળી મરી ભસ્મ થઈ દુઃખથી છુટકારો મેળવે છે. કાં તો દોરડાની મદદથી પરલોક જાય છે અને કોઇ તો જયશ્રી રણછોડ કહી કુવામાં જપલાવી પોતાની જીંદગીની લાંબી દોરી પળવારમાં તોડી નાખી સદાના દુઃખથી છુટકારો મેળવે છે. કેટલાક એવા અણઘટતા ગજબ ગુજારે છે કે જેની નોંધ લેતાં શરમાવું પડે છે આવા આવા અનેક બનાવો જોઇ જાણી અને અનુભવી આ પુસ્તક પ્રગટ કર્યું છે. તે બાબત ઉપર વિચાર કરી કોઇ નણંદો ભાભી ઉપર ગજબ ગુજારશો નહી. તમારે સાસુ થવાનો વખત આવે તો વહુપર દયા રાખજો .અને કેળવજો. અને તમારે વહુ થવાનો વખત આવે તો શાંતિથી દુઃખ સહન કરજો. જીવ આપવા તૈયાર થઇ જીવ આપશો નહી. પીયર જઇ પ્રભુની બંદગી કરજો. નીતિરીતીનું રક્ષણ કરી ઘર કામથી ભરણ પોષણ કરજો. પણ જીવનદોરી તોડી ન નાખશો. એવા ઉદ્દેશથી આ ચોપડી પ્રગટ કરી છે અને કેવા કેવા જુલમો થાય છે તેનું કથન, વર્ણન અને વિવેચન કર્યું છે તે વાંચી યાદ કરજો અને સાસુ નણંદને સંભળાવજો કે જરા ઢીલી પડે. કસાયણ સાસુનું તો કદિ કાળજુ કુણું થતુંજ નથી. માટે તેમના બોલ સામે ધ્યાન ન આપશો. એક જાપાની બેપગી કૂતરી ભસે છે તેમ ગણી દૂર લક્ષ કરજો.

જે કમનસીબ સાસુ નણંદ હશે તે આ ચોપડી વાંચી મારાપર તુટી પડશે પણ મને શું કરે ??? મારો બેલી પ્રભુ છે. મને ગાળ કે શ્રાપ દેશે તો તેનુંજ નખોદનું પાનીયું અને સત્યાનાશ વળી જશે. કુદરતનો કાયદો છે કે, ખોદે તેજ પડે, આ દાખલો નજરે જોઉં છું.

---

# સાસુને સદ્બોધ.

## પરભાતી.

સાસુ વહુને દુ:ખ દીઓમાં, જાજીરે ન મળે જીંદગી;
આશિષ્ય લઇને સદા વહુની, કરો પ્રભુની બંદગી. સાસુ.
નિત્ય નિયમથી પાય લાગી, હાજર સેવામાં રહી;
ભાર ઘરનો શિર ધરાવી, સુખ દેશે તે સહી. સાસુ.
ઘર શોભાવી કુળ ઉજાળી, વંશ વધારી આપશે;
સગવડો તમ સાચવીને, અગવડો અળસાવશે. સાસુ.
સ્વર્ગમય સંસાર સારો, સાસુઓ વહુથી થશે;
રાત દિવસ જો જરૂર વખતે, કામ વહુઓ આવશે. સાસુ.
હળી મળીને હેત રાખો, ભાવથી ભેટી તમે;
કે ત્રિભુવન સુખજ જોતું, હોય તો તો આ સમે. સાસુ.

---

કેટલી એક સાસુ પોતાની દીકરી અને પોતાના દીકરાની બહુ સાથેના વર્તનમાં કેવો તફાવત અને ભેદ રાખે છે તે વિષે.

## હરિગીત છંદ.

પ્રાણથી પણ અધિક વ્હાલી, ગણે પોતાની દીકરી;
ફુટયા ઘડાની વહુ ગણે છે, એક રઝળતી ઠીકરી;
સુખ, સગવડ માન મોટાં, દીકરીને મા દીએ;
જળો સમી સાસુ થઈ લોહી, ઘુટડે વહુનાં પીએ. ૧
કૃત્ય કાળાં બહુ કરે, લંપટ પોતાની દીકરી;
તે છુપાવે જાહેર જગમાં, મા કથન મીઠાં કરી;
વિનયથી વહુઓ નમે છે, ચરણમાં માથા ધરી;
દારૂણ દુ:ખડાં સદૈવ દઇને, પ્રાણ પણ લે તે હરિ. ૨

આંસુઓની આંખ માંહે, એશીઓ વરસાવતી;
વણ દોષે તે દુનિયાંમાં, દોષ :રહી દરસાવતા;
વેરણથી પણ ઝેર આંખે, હર દમોથી દાખવે;
શાંતિ નાપે આખર સુધી, શબ્દ પણ જો ભાખવે. ૪

દોહરો.

કથન કથું છું તે થકી, સઘળો આપી સાર;
બહુ વાંચી વિચારજો, ઓ જ્ઞાતા નર નાર. ૧

# લોહીની તરસી અને જીવની ભુખી સાસુ નંદની કથા.

## અન્ય ગાયનો સાથે.

( સાસુ–નણંદનો કોપ, દીકરા વહુના સુખ શાંતિ અલોપ. )

દોહરા.

તરસી વહુના લોહીની સાસુ નણંદો હોય;
બહુ ભુખી પણ જીનની, મેં નજરેથી જોય ૧
દારૂણ દે છે દુઃખડા, ઉભય દિનને રાત;
કહી ન જાએ કાગળે, વદી ન જાએ વાત. ૨
રોમ રોમ લાગી ગઇ, આ દુઃખ જોતાં લાય;
પ્રગટ કરી છે ચોપડી, વહુના દુઃખ ઉભરાય. ૩
વાર કરો સરવે જનો, વહુ બચાવા માટ;
સાસુ નંણુદો બે જણાં, બહુ વાળે છે દાટ. ૪
સાસુ નણુંદો બેઉને, પેહેલે પરખી જોઇ;
તે પછી દેજો દીકરી, જેથી દુઃખ ન હોય. ૪

---

આહાઓ જેની સાસુડી ભૂંડી, પીડા તેની અંતરે ઉંડીરે. ટેક.
સાસુ નણુંદના પગનાં તળીયાં, વહુ ચાટે દિન રાત;

ત્રાસ તોએ નવ ઓછોજ થાએ, વહુનો ધડી ચાત. બા. ૧
વિનય વરતન રાખે સદાએ, શાંત રાખી બહુ ચિત;
તેમ તેમ જુલમ કરે વિશેષે, વહુ પરે નવા નિત્ય. બા. ૨
ધાણીમાં ધાલીને તલનું કાઢે છે, ધાંચી જેવી રીતેતેલ;
તેવી રીતે વહુને પીલી નાખે છે, સાસુ નણંદ બદ ફેલ. બા. ૩
સાસુના પગ પાસે સસરા આળોટે, સુતાં બેહા દિન રાત;
વહુના દુઃખોની કોની પાસે જઈ, કેહેવી કહો વિતી વાત. બા. ૪
સાસુના પગલાંમાં પગ મૂકી ચાલે, પડછાંએ પાછળ નિત્ય;
કષ્ટ વહુનાં કઇ રીતે કાપે એ, આંધળા સસરા હોય ભિંત. બા. ૫
ગરબા જીલે જેમ નાની છોકરીઓ, સસરા જીલે સાસુ બોલ;
સાસુ લેવા બેસે છાજીયાં ત્યારે, સસરા વગાડે છે ઢોલ. બા. ૬
સિંહની પાસે સીયાળ જેવા, હોએ સસરાજીના હાલ;
સદા સળગ્યો રહે તેથી છાતી માંહે, ભારે વહુને ભાલ. બા. ૭
માથું મૂડાવાને પૈસા માગે છે, સસરા સાસુજી પાસ;
જાણે કળકળ તો આવ્યો કંગાળી, ભીખ લેવા ભલે વાસ. બા. ૮
સાસુને આધિન સસરા હોએ ત્યાં, વહુનાં જુવે શું દુઃખ;
પ્રભુ વિના બેલી કોઇ બીજો નથી, સાંભળવા સનમુખ. બા. ૯
કાઢી મુકે છે દીકરા વહુને, રગડી–તગડી ઘરબાર;
ખરે બપોરે ભાતુ આપ્યા વિના, ત્યારે ઠરી બેસે ઠાર. બા. ૧૦
પુત્ર પિતાનું તજી દીએ છે, સદાને માટે ધામ;
ખાલી હાથે, સાવ પગે ઉઘાડે, સાથે રાખી સીતારામ. બા. ૧૧
પીયરમાં જઇ વહુ મરે પણ, આભડવાએ નવ જાય;
મૂવા પછી પણ વેર મૂકે નહી, પાણીવાળી પોળ માય. બા. ૧૨
દીકરાને વહુનું મોઢું જોવા ન દેતા, ડચકા આવે છે તોય;
લક્ષણી જેવી પેદા કરી પ્રભુ, શાને માટે વાલા મોય. બા. ૧૩

એક વહુને આમ મારીને, બીજીનું તાકે છે તેમ,
જગત નિયંતા કે' છે ત્રિભુવન, કરવું આનું મારે કેમ. બા. ૧૪

### દોહરા.

રજ સમ લોકોને ગણે, આપે વડ સમ થાય;
સાસુ નણદો બેઉની, દેખો ભાઇ ભવાઇ. ૧
લાલીસમ લેખાય તે, હંસલી બનવા જાય;
તે શી રીતે જગતમાં, રંગરૂપ બદલાય. ૨

---

## આવા ઘરમાં સસરાજીની સ્થિતિ.

### દોહરા.

સાસુ દે તો વાપરે, સસરાજીને પાઇ;
નહિં તો સાસરો વાયરો, જઇ વગડામાં ખાય. ૧
સાસુ પાસે માગતાં, સસરા ધ્રુજે પાય;
દેખે વાઘણ રૂપને, ખાધા ખાધા થાય. ૨
લઘુ શંકા ટપકી પડે, સાસુ ડોળા જોઇ;
ધાંટો જોરથી સાંભળી, વખતે દે છે રોઈ. ૩
ખાતાં ખુટે પીરસ્યું, તદપી નવ મંગાય;
ધરાર પડે છે ઉઠવું, અરધા ભૂખ્યા ભાઇ. ૪
સાસુ બોલે બોલ તે, સસરા બોલે બોલ;
સાસુ ગાએ રાસડા, સસરાજી કે લોલ. ૫
સસરા શું દે આશરો, નિજ બેસે જ્યાં રોઇ;
વહુ માથે આવે ઘરે, શું દુ:ખ બાકી હોય. ૬
સાસુ લે છે છાજીયાં, મરતાં તેનો ભાઈ;
સસરા બેસે કુટવા, પથ્થરે છાતી માય. ૭

સાસુજી હળવે રૂવે સસરા મૂકે પોક;
છાના રાખ્યા નાં રહે, લાખો કહે પણ લોક. ૮
સાસુને પુછ્યા વિના, પાણી નવ પીવાય;
ભલે તરસ્યથી સાસરા, સ્વર્ગે ચાલ્યા જાય. ૯
આવી સ્થિતિ સાસરા, જે જે ઘરમાં હોય;
તે ઘર વહુને સુખની, આશ ન રાખો કોઇ. ૧૦

## આ સાસુ કોનાથી અને કેમ કરીએ તો થંડા પડે.

### દોહરા.

કાયમ દે કો ચાટવા, વસ્ત્રો આપો કોઇ
મુઠી ભરાવો રૂપિએ, તો તે રાજી હોય. ૧
વહુ આપે શું ચાટવા, વસ્ત્રો ક્યાંથી દેજ;
મુઠી ભરાવે શા તણી, પાસ ન કાંઇએ છેજ. ૨

### બાઇઓ જેની સાસુડી ભુંડી, પીડા તેની અંતરે ઉંડીરે. એ રાગ

### રાગ–ભાઇઓ જેની ભાર્યા ભુંડી.

જક્ષણી જેપુ જાગે ત્યાંથી તે, રાખે છે સાસુ રૂપ;
જીવતાં સુધી દૂર જાઓનાં, ઢેફાનો દેતાં ધુપ.
બાઇઓ જેની સાસુડી ભુંડી, પીડા તેની અંતરે ઉંડીરે, ટેક.
નાક કરડશે, કાન કરડશે, કે કરડશે ગાલ;
ફાડી ખાશે એવી પેટમાં પડે, દેખીએ ત્યાંથી ફાળ. બા. ૧
ધુવાડા પેઠે હોય ધુંધવતી, લમણે રાખી રોષ;
રીછડી પેઠે ગણુ ગણે છે, વહુ તણે વણુ દોષ. બા. ૨
રૂપે, ગુણે હોય ભરેલી, પુત્ર પોતા તણી વહુ;
એટલે એસી વહુને કે' છે, છાજીયાં તારાં લઉં. બા. ૩

ડાકેણુ જેવી દીકરી તેને, રાખે છાતીની સાથ;
બ્રહ્માના વાક્યો જેવી જીગરથી, સાચી માને તેની વાત. આ. ૪
પ્રહ્લાદ જેવો પુત્ર તેને તો, કરે તરણાને તોલ;
રૂંવે રૂંવે લાય લાગે તેવા, તેને બોલે છે બોલ. આ. ૫

મણ મણ દાણા ગામના લાવી, દળાવે આખી રાત;
રાત્રે નિંદ્રા નવ લેવા દે, કરી ઘડીએ નિરાંત. આ. ૬
બની શેઠાણી બેસે ખાટલીએ, બેઠી બેઠી ચિંધે કામ;
વાંકા વેણો બોલતી જાએ, લાગી દેવા જાણે ડામ. આ. ૭
એક કરીએ ત્યાં બે બતાવે, દેરવા દીએનાં દામ;
સારૂં કર્યાં છતાં નરસુ કહીને, વગોવે આખું ગામ. આ. ૮
કારણુ વિના કૂતરી પેઠે, ભસ્યા કરે દિન રાત;
કાણાં પડે ઊંડા કાળજે એવી, આડી આડી કરી વાત. આ. ૯

પોતે સવારે છાનું ખાએને, છાની પીએ છે ચા;
વહુ ખાએ જઈ વગડા માહે, વડલા હેઠે ઉભી વા. આ. ૧૦
ભૂખના દુઃખે અતિ રીબાવે, ખાવાની રાખી તાણુ;
અરધી આયુષ્યે જમને તેડાવે, વહુનાં લેવા પ્રાણુ. આ. ૧૧

રોટે ટાઢું, શીરૂ વાસી પડેલી, ખાવા આપે છે ઓય;
કોળીયા લેતાં ગણતી જાએ, પેટ પુરૂં તે નો'ય. આ. ૧૨
ખાતાં ટકટક પીતાં ટકટક, સુતાં બેઠાં પણુ તેમ;
પાય પડીને નમીએ તોએ, રાંડ રાખે નાં રેમ. આ. ૧૩

દુઃખના માથે ડુંગરા મુકે ઉપર વાવે ઝાડ;
તોય કહે છે વહુ મારીને, બહુ લડાવું છું લાડ. આ. ૧૪
ત્રણુ ત્રણુ દિવસ ત્રીજે માળે, રાખે દિવસને રાંત;
દાતણુ નજરે નવ દેખાડે, ખાવાની પછી શી વાત. આ. ૧૫

બાવડું ઝાલી બ્હાર કાઢે છે, ઢોર ઢરડે જેમ ઢેડ;
આવતા ભવની આદરી જાણે, રૈં રૈં નર્કની ખેડ. બા. ૧૬
મળવા આવે માત પિતા તો, બારણે રાખે બાર;
બારીલીનો આ કેટલ્યો બધો, જગત જો જો ખાર. બા. ૧૭
માત પિતાને મળવા દેવાનું, ભાગ્ય હોએ તો થાય;
પગે પડાવે નિચાં નમાવે, હૈયે ત્યારે હરખાય. બા. ૧૮
પ્યારા પતિ પર દેશ જઇને, પત્ર લખે છે કોક;
વંચાવ્યા વિના ફાડી નાખે મારા, પેલા ભવની શોક. બા. ૧૯
નાત આખીમાં નફ્ટ ફ્ટ ફ્ટ, ચો બાજુએ થાય;
નાક વગરની નકટી તોએ, લેશ નહી શરમાય. બા. ૨૦
નાર નચાવે આંગળી ઉપર, તેમ નાચે છે નાથ;
પરવારી બેઠો સાસરો દા'ડો, સુણે ન બીજી વાત. બા. ૨૧
પાખંડ પ્રપંચ એવા કરે કે, જોયા જાણ્યા નવ જાય;
ઊંધે મારગ દોરે ઉધાડી, તે તેને ઠીક ગણાય. બા. ૨૨
કોઈ લડાવે પશુ કે પક્ષી, કોઈ લડાવે ઝાડ;
ગીરનાર સાથે આબુ લડાવે, અડગ એવા પા'ડ. બા. ૨૩
મોરણ મૂકી સસરા કાને, એવી લગાડે લાય;
ઉદધિ આખો ઉલેચી નાખે, તોએ નહી ઓલવાય. બા. ૨૪
પૂંછડા વિનાના વાંદરા જેવા, અટક ચાળા દેર;
બાકી રહે તો તેથી વળાવે, પાકાં પુરવનાં વેર. બા. ૨૫
ભલું કરે છે તો તેને ભાંડે છે, ઉલટા ગણી અપકાર;
મૂવા પછી પણ મારવાં જોઈએ, પગમાંથી પેજાર. બા. ૨૬
છોકરાથી પણ છોકરી વા'લી, વા'લા એના જ જમાઇ;
પાકી વેરણ એવી મારી કે, ગાયાં દુઃખો નવ જાય. બા. ૨૭

સાસરાને ભંભેર્યો રાખે, ખોટે ખોટી કરી વાત;
બોલવા બારૂં નવ રહેવા દે, પછી કરવી કયાં વાત. બા. ૨૮
ફરતાં ટોકે ફરતાં ટોકે, સુતાંને બેઠાં સોત;
અભાગણીનું આવતું નથી, કોઇ બાજુથી મોત. બા. ૨૯
ધુરકતી જાએ, ભાંડતી જાએ, વીંજતી જાએ હાથ;
કુદડી પેડે ફરતી જાએ, તાપોટા દેતી તે સાથ. બા. ૩૦
મરવા સુવે સાથરે તોએ, જાય બતાવે કામ;
દવા દારૂને ખાવા પીવાની, વાત મૂકી અશમાન. બા. ૩૧
જીવથી વાલી દીકરી લેખે, કુબજા જેવી તોય;
ગુડવા જેવાં કામ કરે પણ, તેને કહે નહી કોઇ. બા. ૩૨
શોકની પેઠે લડે લડાવે, છોકરી ભાભી સાથ;
દૂર ઉભી રહી છીપરાં ઠોકે, તોએ ન જાલેરે હાથ. બા. ૩૩
વલોણા પેઠે નાખે વલોવી, હૃદય વાકે વેણ,
બીલાડી પેઠે તાકી રાખે, અખંડ એના નેણ. બા. ૩૪
તેના તનયને સમજાવે એવો, ભારત જેવી કરી વાત;
કારણ વિના માર ખવારી, હૃદયે થાય રળીયાત. બા. ૩૫
ખોટે ખોટાં આળ ઓઢાડે, કણા સણાજે ન જાય;
આબરૂના સાવ કાંકરા કરે, વિણ્યા ભેળા નવ થાય. બા. ૩૬
ઓઢયું પેર્યું નવ આંખ ખમાએ, થાય બળીને ખાખ;
છાતી માથું કુટે પાણો લઇને, અટકે ન પકડે હાથ. બા. ૩૭
નિતરતી આંખે સદાય રાખે, કાળો કરે એવો કેર;
પાણી પીવા પણ સુખે દીએ નાં, જુનાં જુંના કાઢી વેર. બા. ૩૮
દંપત્તિને દેખે જોડે ઉભેલાં તો, રૂંવે રૂંવે થાય લાય;
શોક સાગરમાં ડુબી ગયેલી, જોતાં સૌને જણાય. બા. ૩૯
ભકતાણીનો ભારે ડોળ કરે ને, દેવ મંદિરે જાય;
અંતરમાંથી ક્રોધ કોહારો, તોએ નહી ઓછો થાય. બા. ૪૦

પંડિતની હોયે પુત્રી જ પાકી, એવો એવો કરે ડોળ;
ખરી રીતે તો હોય છે મીડું, ચાકડા જેવડું ગોળ. આ. ૪૧
પાકી પાખંડી, પાકી પ્રપંચી, તરકટમાં અદભુત;
જમનાં તેડાં પાછાં વાળે તે, તે માથે નાખી ખોટાં તુત. આ. ૪૨
જમને કહેશે આબરૂ લેવા, આવ્યા મારી પાસ;
બીજાને બાકી કેમ રાખે એ, કે, ત્રિભુવનદાસ. આ. ૪૩
જીભને કાપો જડ મૂળેથી, કોશના દેતાં ડામ;
બંધ રાખે નહી લવરી તોએ, અરેરે આઠે જામ. આ. ૪૪
આવી આવી સાસુ જોઇ, જાણી છે, જૂદી જૂદી જૂદે ઘેર;
કંપી ગયો છું કાળજે મ્હારે, સાંભળી જાણી કેર. આ ૪૫
જીવતાં છતાં મૂગ જેવા, જેના જેના ધણી કહું;
દારૂણ દુઃખો ભોગવે તેની, સદાય વાલી વહુ. આ. ૪૬
કાં ધણી હોએ માલ વિનાનો, કાંતો મવાલી હોય:
કેર કાળાનાં વહુનાં દુ.ખો, નજરે રહે છે જોઈ. આ. ૪૭
મારા પુત્રની વહુને આવાં, મારી વહુ દીએ દુઃખ;
ભંગીયાને ત્યાં ભેટ દયાવું, ભવનું થાએ સુખ. આ. ૪૮
ગાળો ખાએને મૌન્ય રહે તો, મીંઢી કહે છે વહુ;
ઉત્તર દેતાં ચીરી નાખે છે, દુઃખ કેને જઇ કહું. આ. ૪૯
મૌન્ય રહ્યું તે પાલવે નહીં, જરી બોલ્યું નવ જાય;
આવી સાસુના ઘરમાં પ્રભુ ? ? ? કેમ કરી રહેવાય. આ. ૫૦
નિચું જોઇએ તો કહે નમાલી, આડું જોએ કરે એમ;
સામું જોતાં કહે ડોળા કાઢે છે, કરવું પ્રભુ આનું કેમ. આ. ૫૧
રડીએ તો રાંડ કહે ઢોગીલી, હસતા દીએ છે ગ.ળ;
નિરાંત ન મળે કોઈ બાબતમાં, જપાવવી કયા જૈ જાળ. આ. ૫૨

શંખણી કેવી, ડાકેણ કેવી, કે કેવી જક્ષણી જાત;
જીવ જતાં પણ જપવા દીએનાં, મરતાં મરતાં કમજાત. બા. ૫૩
સાહેલી સાથે વાત કરે તો, થાય બળીને ખાખ;
દાઝ આવે એવી દાંતથી જાણે, કરડીને ખાએ જ નાક. બા. ૫૪
સાદી, સરલ, સાચી, ચોખ્ખી, સિદ્ધિ જ કરતાં વાત;
કુહાડો મારીને કાપી નાખે છે, ઉલટો કરી ઉતપાત. બા. ૫૫
હિતા હિત પોતાનું સમજેને, ગાયું પોતાનું ગાય;
હથેળીમાં કદિ પ્રભુ બતાવો, તોએ નહી સમજાય. બા. ૫૬
આડુંને અવળું, ઉંધુંને વાંકું, કોઇએ બતાવે કામ;
તેને સ્વીકારે તુર્ત તે ભાવે, મહિમાં મોટી મસ્તાન. બા. ૫૭
દેખતાં સાથે ધ્રુજ વછુટે છે, કંપે રૂવાંટાં સોત;
આને ઉપાડી લેજો પ્રભુ કાંતો, વહુને દેજો મોત. બા. ૫૮
તે વિના નથી સુખનો આરો, જતાં સુધી દેવ લોક;
કે' ત્રિભુવન બલાજ સઘળા, દુનિયાના છે ફોક. બા. ૫૯
કાજળ જેવાં કાળાં કલંકનો, હોય કપાળે ડાઘ;
કુદકા મારી વહુની સામે, ધરેરે છે થઇ વાઘ. બા. ૬૦
કાળાં કલંકો કાજળથી કાળાં, કપાળ ચોટયાં હોય;
પુનિત વહુનું મારી મેણાંને, ખોદી નાખે છે તોય. બા. ૬૧
પોતાનો પાકો વાંક હોએ ને, વહુને દે છે ગાળ;
કર્મ ચંડાળણ વહુનો બને છે, ખરેખરો જો જો કાળ; બા. ૬૨

## દોહરો.

ભંગણ જેવી જીવની, માગણ જેવો ઘાટ;
ચોખ્ખે ચોખ્ખી શંખણી, મહા નાગડી ટાટ. ૧
કુભારીયા આવી પ્રભુ, જ્યાં જ્યાં જગમાં હોય;
સંભાળજો તે પાનીયું, ( જેથી ) કરે ન આવું કોઇ. ૨

# શ્રી નણંદબાના કર્તવ્યનો હેવાલ.

## ત્રિતાણી ચોપાઈ.

નીતિ રીતીને ધરમને ચુકી, લાજ શરમ નેવા પર મુકી.
બોલ બોલે છે એવાતો કડવા. સુણી થરથરે મુવેલા વડવા.
સાસરેથી ઘડી ભર આવે, ત્યારે મહાએ ધંધ મચાવે.
કાઢે ડોળાને હાથને મરડે, અને ફાવે તેવું મુખ ભરડે.
ઘાંટો એવો તો કાઢે છે જાડો, જાણે મસ્ત ગાંગરીઓ પાડો.
આમ તેમ ચાલે છે તે ફરતી, જાણે નાચ હોયે તેમ કરતી.
ભાભી ઓઢે પોરેને હર ખાયે, તેની આંખે જોયું નવ જાયે.
આવે ત્યાંથી કરે છે તે મસતી, જાય તોએ ઘરેજાય ભસતી.
કરે ફૂતવા અને મૂંડાવેડા, પાછી ઓટલે વાળે છે તે છેડા.
ભાભી મરેજો કમોત કરીને, ત્યારે રાંડ બેસે છે ઠરીને.

## દોહરા.

ઘર છાંડેલી દીકરી, વળી રાંડેલી માત;
તે વહુ પર તુટી પડી, અતિ કરે ઉતપાત. ૧
માત, તાતને ભ્રાત જે, વહુનાં દેવ સમાન;
બહુ સતાવે શ્રાપથી, નિચ અને નાદાન. ૨
કાં મારે તે ભાઇ ને, કાં મારે ભોજાઇ;
પેટ ભરી આ નણદડી, હૈડામાં હરખાય. ૩
મા–નાં ખોદે મૂળીયા, કોપે ત્યારે રાંડ;
બદ વરતન બદલે નહી, ખવરાવે પણ ખાંડ. ૪
વૈતરણીના બારવા, જેવા જેના નાથ;
તેથી મન ડરતી નથી, અઘોર કરતાં પાપ. ૫

સિખામણ દે ગામના, સજનો આવી કોઈ;
કરઠીખાએ કાળજયુ, સાસુ નણદો દોય. ૬
જળો સમી ચોટી પકી, પીએ ધુટડે લોહી;
સિખામણ દેનારનું, સાસુ નણદો દોય. ૭
જેનાં ઝેરી મૂળીયા, ઝેરી જેની વેલ;
અમૃત ફળ પાકયાં નથી, ત્યાં કોઇએ દીઠેલ. ૮
વિનય ન મળે નેણમાં, લાજ શરમ નવ નેણ;
દયા મળેનાં ઉરમાં, ત્યાં કહીએ શું ?? કેણ. ૯
ઢોંગ ધતુરા આવડે, જાણે ફેલ ફીતુર;
કુશળ બહુ કંકાસમાં, ભૂંડપમાં ભરપુર. ૧૦
કીડી ખાએ એટલું, આપે ન કોને અન્ન;
સખાવતીયાની છોકરી, થાએ ત્રિભુવન. ૧૧
દુનિયાંમાં બહુ દાખવે, ડાહ્યપણનો ભંડાર;
સમજુ છું સઘળું ઉરે, ભૂંડણ ભૂનો ભાર. ૧૨
મંગણ જેવી જીવની, માગણ જેવો ધાટ;
લાજ શરમ નહી આંખમાં સાવ નાગડી ટાટ. ૧૩

## કંઈ કહેવાથી સમજશે ?

### પરભાતી.

રાખવાં જો હોય ખુલ્લાં, સ્વર્ગ કેરાં બારણાં.
દાંભશોનાં દુનિયાંમાં, કોઇ ને કુભારણાં. રાખવાંજો.
શબ્દ બાણો ફેંકી કોનાં, જીગરો નવ ફાડશો;
અપમાનશો નાં કોઇ જનને, ગાળ પણ નવ ભાંડશો. રાખવાંજો.
આકૃતિ આડી કરીને, બિક નવ બતલાવશો;
કારણ વિણના કોઇ જીવને, નહીં નહીંજ સતાવશો. રાખવાંજો.

રેમ રાખી, પ્રેમ દાખી, શાંતિ સઘળે સ્થાપજો;
શક્તિ હોયે જો તમારે, અન્ન જનને આપજો. રાખવાંજો.
ભજન કરજો ભાવથી સહુ, રટન કરતાં ઇશનું;
સ્વર્ગનું છે બારણું તો સાવજો જગ દિશનું. રાખવાંજો.
યાદ ઉરે રાખજો સહુ, જાજી નમળે જીંદગી;
ઉપાધી અળગી કરીને, કરો પ્રભુની બંદગી. રાખવાંજો.

## નણંદના જુલમ કેવા હોય છે ?

બાઇઓ જેની નણંદ ભૂંડી, પીડા તેની અંતરે ઊંડીરે. ॥ ટેક ॥
તોબડા ( પાવરા ) જેવું મોઢું ચડાવે, તીરછાં કરી નેણ;
પગ થકી પ્રગટે માથા લગી, એવાં વાંકા બોલે છે વેણ. બા.
ઉઠે ત્યાંથી એની માની પેઠે. ખોદવા બેસે ખોપ;
કારણ વિનાનો કાળો કરે છે, ભાભીના ઉપર કોપ. બા.
જોતાંજ સામી લાગે ઉભેલી, હોળી મોટીની જાળ;
ચારે બાજુંથી દે સળગાવી, આવી પહોચ્યો જાણે કાળ; બા.
કારણ વિનાના આદરી બેસે, કંકાસનાજ ઉપાય;
સંકોરે બળતણુ ચુલ્હા માંહે તેમ, સંકોરે સંકોરે જાય. બા.
પિતાને કૈ કહે, માતાને કૈ કહે, કૈ કહે પોતાના ભાઇ;
જ વાળા મુખી સમ જવાળા કરે તે. કેમ નહી ઓલવાય. બા.
ડાકેણુ જેવા ડોળા કાઢે અને, પીસે છે દાંતને હોઠ;
અજાણ્યા તો મન એમજ ધારે. હશે જનથની ખોટ. બા.
ટરડાતી, મરડાતી, ઠરડાતી ચાલે, બદલી મોઢાનો રંગ;
ધુવાડા પેઠે ધુંધવતી ધુવવતી, જબરો જગાવે છે જંગ. બા.
જેવા કહે તેવા પડે ાંભળવા. ખાટા ખરા તીખા બોલ;

સિદ્ધા જવાપ જઇએ દેવા તો, કરે તરણાને તોલ. બા.
ઉપરાણા એના માત પિતાલે, લે વળી તે તણો ભાઇ;
ડાકાયટી સમ દોડી આવી સહુ. ચાવ્યા વિના કરડી ખાય. બા.
માતા, પિતા અને ભાઇને ભાંડે, ભારે ભારે ભૂંડી ગાળ;
છેવટમાં પાછી આપજ દેછે, દાની આ જગની છીનાળ. બા.
જીવતાં સુધી રાંડ જપવા દીએનાં, અમથું અમથુ રાખીવેર;
લોહીનાં આંધણુ દેનાં ઉતરવા, હોએ ત્યાં સુધી ઘેર બા.
સારાં કપડાં પેર્યાં સાંખી શકે નહીં, તેમ ઘરેણાના ઘાટ;
આકડાની પેઠે બળી મરે છે, અંતરની કરી ખાખ. બા.
અવની તણા સઘળા અવગુણો રૂંવેરૂંવે ભર્યાં હોય;
સતિ તણો પાછો ડોળ કરે છે, મનમાં સમજે છે તોય. બા.
આગણે આવ્યા કોઈ ઇચ્છે નહી, ભલેં આવ્યા આ બાઇ;
મોટપનું તોય પૂછડું ન મૂકે દુર્ગુણ દુનિયાં સૌ ગાય. બા.
દેફા ભારો ભાર વજન જેથી, વાતોનું સવળે થાય;
વણ બોલાવ્યાં ટોળામાં બેસી, હાથે હાથે ગુણ ગાય; બા.
નવરો જોઇને નાતરે જાએ, કાં જાએ જમડાની પાસ;
તે વિના નિરાત કદિ વળે નહી, કે છે ત્રિભુવન દાસ. બા.
પતિએ કાઢી હોય મૂકેલી, પૂછડે વાળી ગાડ;
તોય ભાભી પર કેર કરે છે, દુઃખનો વાળી દાટ. બા.
હાલ પોતાના હોય છે તેવા કરવા ભાભીના જાય.
પ્રભુ હોએ જેનો પાસરો તેને, કેમ કહો કંઇ થાય. બા.

## કેવા સસરા પાસેથી દાદ મેળવી શકાય નહી ?

### ત્રીપાળી ચોપાઇ.

જેનો સસરો હોએ જાણે ઢોર, તેના ઘરમાં સાસુજીનુ જોર; ૧

તેમાં હોયે કદાચ ડોબા જેવો, તો તો રસ્તો રેહેતો નથી લેવો. ૨
જે ફરિયાદનું મોટું સ્થાન, ત્યાંતો નમળે હૃદય, આંખ, કાન. ૩
પછી ફરિયાદ કયાં જઇ કરવી, અને શાંતિ તે શી રીતે ધરવી. ૪
જીવતાં વીધી રીબાવુંજ રહ્યું, જયાં સસરા સુણે નહી કહ્યું. ૫
સસરા સાસુની આંખેજ દેખે, સાસુ કહે છે તે સત્ય લેખે. ૬
જરા જોરથી સાસુ ધાટો પાડે, સસરા બાપા કહીને બરાડે; ૭
સાસુ આંખો કાઢી ઉભાં થાએ સસરા પોળે સિદ્ધા નાઠા જાએ. ૮
પછી વહુના હોએ હાલ કેવા, નથી ઘરનાં દ્રષ્ટાંતો દેવા. ૯

## વહુએ છેવટે શું કરવું ?

### દોહરા.

ભસતી કે હોય ભૂંકતી, સાસુ નણુદો હોય;
ઉત્તર ન સામો આપશો, ગુણીયલ વહુજી કોઇ. ૧
જાશે જમ દરબારમાં, ત્યારે ટળશે દુઃખ;
તે વિણુ વહુ નવ પામશો, કો પણુ રીતે સુખ. ૨
ધિરજ બહુ બહુ રાખવી, શાંત રાખવું ચિત્;
ભક્તિ કદિ નવ ભુલવી આ ઉત્તમ છે રીત. ૩
સાસુ નણુદો જીવશે, ત્યાં લગી નમળે સુખ:
જાશે જમ દરબારમાં, ત્યારે ટળશે દુઃખ. ૪
ક્રોસ તણો છે કુકરો, સસરો સમજો અંગ;
ફીકર ન તેની રાખવી, વહુજી કોઇએ મન. ૫
રક્ષાણુ કરશે રામજી, ભક્તિથી લૈ ભેર:
પ્રસન્ન થએ અમૃત કરે, હોય હળા હળ ભેર. ૬
સદગુણોને સાંચવી, ભક્તિ કરજો ખાસ;
સુખના દાહાડા આવશે, કહે ત્રિભુવન દાસ. ૭

# સાસુ નણંદને છેલ્લાં વચનો.

( જીવરાશની દયા. )

## રાગ વિયોગી મહિનાનો.

સાસુ નણંદ તમે સાંભળો, મારી વાતનો સાર;
પુત્ર વહુને દુઃખ આપતાં, જાશો જમ દરબાર. સાસુ૦
માત, પિતા નજી ભાઇને, આવી તમારે ઘેર;
તેના ઉપર વણ કારણે, કરો નહી કોઇ કેર. સાસુ૦
કુળ ઉજાળીરે તમ તણું, કરશે સેવા સદાય;
વેલ વધારશે વંશ તણી, સારી તે સુખ દાય. સાસુ૦
ગાયથી ગરીબ તેને જાણજો, દિનમાંથી તે દીન;
તેને પીડા કોઇ ના કરો, ગુસ્સામાં થઇ લીન. સાસુ૦
જાવું હોયે જોજો જમ તણે, જોજો દરબાર;
તો તો પીજો લોહી તેમનું, બીજુ કહુ શું આ વાર. સાસુ૦
જીવની ભૂખી થઇ વહુ તણી, કરશો વહુ તણી ઘાત;
ભવોભવ મહા દુઃખ ભોગવી, ખાશો માર જમ હાથ. સાસુ૦
ચંડાળ કાફર નહિં કરે, આવાં પાપ અઘોર;
તેવાં પાપો તમે નહિં કરો, થઇ જાલમ જોર. સાસુ૦
છોડાવા દોજખ દુઃખથી, લખ્યો લઘુ મેં ગ્રંથ;
કે' છે ત્રિભુવન જોગણી, લ્યો લ્યો રૂડોરે પંથ. સાસુ૦

# આંધળા આગેવાનોથી થતી સ્થિતિ.

## રાગ સીધંડો.

જેના આગેવાન આંધળારે, તેનાં કટક કૂવા માય;
સાથે બાંટીને સહુ કાકડા, એક સાથે જપલાયરે; જેના૦
કાંતો ચડાવે ટીંબે ટેકરેરે, કાં તો ભેખડે ભરાય;

કાં તો ખુતાડી દીએ ખાડમાં, જેનો પત્તો ન જણાયરે. જેના૦
કાં તો બાવળ અને બોરડીરે, કાંટ કાંટા વાળી માય;
સાથે તમામ તેના સાથીઓ, સહુ સાથે તે વિંધાયરે. જેના૦
કાં તો ભટકાય સહુ ભીંતમાંરે, કૈઆં ડોકરોની સાથ;
કાં તો મારે છે ઢોર શીંગડાં, કાં તો ગધા મારે લાતરે. જેના૦
જેના આગેવાન આંધળાંરે, તેવા સંગીના હાલ;
હાની અનેક એમાં હોય છે, બીજે હોએ નહી માલરે. જેના૦
સાસુ નણંદનું તેમ જાણજોરે, તેમ ગુરૂની વાત;
પટેલ, વેપારી કોઇ ભૂપતિ, જેવો રંગ તેવી ભાતરે. જેના૦

# જીભ કેટલા દુઃખ દે છે ?

## દોહરા.

જીભ ખવરાવે ખાસડાં, બહુ બગાડે ખાલ.
લમણે વાગ્યાં હોય તો, જબરી પાડે ટાલ—(ઢાલ જેવડી) ૧
જીભ મરાવે સોટીઓ, જીભ મરાવે ઢાંગ;
પોક મૂકાવે જીભડી, જીભ નખાવે બાંગ. ૨
જીભે ઉડે જાટક્યા, જીભે વાગે બાણ;
કાણા પાડી કાળજે, પગમાં લઇલે પ્રાણ. ૩
જીભે છુટે ગોળીયો, જીભે છુટે તોપ;
ભીખ મગાવે જીભડી, જીભ કરાવે કોપ. ૪
ગામ તજાવે જીભડી, વળી તજાવે દેશ;
માંદા પાડે જીભડી, બહુ કરાવી ટેસ. ૫
મોત કરાવે જીભડી, દે દરદોને દુઃખ;
રગડાવે પણ જીભડી, સૌથી કરી વિમુખ. ૬
ઝેર કરાવે જીભડી, વળી વધારે વેર;

અણુધારી એ રીતથી, ખરે મરાવે ઠેર. ૭
પુત્ર, પુત્રી ને ભાઇમાં, વડું કરાવે વેર;
જીવતાં સુધી કોઇને, કોઇ ન ઇચ્છે ઘેર. ૮
મૂવા પછી માઠી ગતી, જીભ કરાવે જન;
મહા નરકનાં દુઃખડાં, દે છે, ત્રિભુવન. ૯

## જીભ કેટલાં સુખ દે છે?

### દોહરા.

જીભ જમાડે લાડવા, જીભ અપાવે માન;
સુવા ને વળી બેસવા, રૂડું આપે સ્થાન. ૧
હુદ્દા આપે જીભડી, જીભ બનાવે શેઠ;
ઇનામો જીભે મળે, ગામ મળે છે ભેટ. ૨
ભલા ભલા જે ભૂપતિ, જીભ થકી બહુ ચા'ય;
ગુણો પણ દુનિયાં બધી, બએ મુખડે ગાઈ. ૩
આશિષ્યો અવનિ તણી, જીભ અપાવે જન;
કલ્યાણ કરવા આપણું, કહે છે ત્રિભુવન. ૪
સ્વર્ગ સાંપડે જીભથી, ભેટાડે ભગવાન;
જન્મ મરણ ટાળી દીએ, કરી દે આપ સમાન. ૫
સિદ્ધિ જીભે સાંપડે, રીદ્ધિ જીભે થાય;
ઇચ્છીત ફળ આપે ઘણાં, એવો એ મહિમાય. ૬
જગત જુકે જીભથી, નમી પડે છે પાય;
વડા વેરીઓ જીભથી, મિત્રો રૂડા થાય. ૭
ભારત જેવાં કામ તે, સેહેજે જીભે થાય;
મુસ્કેલી બહુ મોટીઓ, જીભથી ચાલી જાય. ૮
દેવો આધિન થાય છે, ઇંદ્રો ચાહે ઉર;
છત્ર ઢળાવે શિર પરે, જીભે જન જરૂર. ૯

સુખ જોઇએ તો સુખ દે, દુઃખ જોઇએ તો દુઃખ;
જે જોઇએ તે માગજો, કે ત્રિભુવન મુખ. ૧૦
સ્થાનક ગુણ, અવગુણનું, જીભડી જાણો જન;
સદ્ગુણ ત્યાંથી વાપરો કેહે છે ત્રિભુવન. ૧૧
દુરગુણ દાબી રાખજો, ઊંડા અંતર માય;
ભક્તિનું બળ વાપરી, જેથી સહુ સુખ થાય. ૧૨
જેની મીઠી જીભડી, તેને સરવે સુખ
જેની કડવી જીભડી, તેને સરવે દુઃખ. ૧૩

## દુઃખદ સ્થળ હોય તો શું કરવું?

### દોહરા.

જે સ્થળથી દુઃખ ઉપજે, કે મન થાએ કલેશ;
તે તજી દેવું તુરત જો, વસવું જઈ પરદેશ. ૧
દુઃખ કલેશનો મન વિષે, જરી પણ થાએ ભાસ;
ત્યાં કદિ પગ દેવો નહી, કહે ત્રિભુવન દાસ. ૨
વેર વધતાં અટકાવવું, ચાહી આપણું હીત;
અળગા થવું તુરતમાં, એ ઉત્તમ છે રીત. ૩
કડવો કાળો એળીઓ, નવ બદલે ગુણ રૂપ;
સમજી રાખો છાતીએ, એ શિખ છેજ અનુપ. ૪

## હઠીલાઓને સમજાવવા મુશ્કેલ છે.

### દોહરા.

ઢોર, વાઘ ને વાંદરા, સમજાવા એ જન.
હઠીલાને સમજાવવા, અઘરા ત્રિભુવન. ૧
વજ્ર અને પાષાણનાં, બદલાવા એ રૂપ;
હઠીલાને સમજાવવા, સફળ ન થાએ ભૂપ. ૨

આવાને સમજાવવા, પ્રભુ નવ ભીડે હામ;
ત્રિભુવન તે જન કને, શું કરવાનો કામ. ૩
જાય મરી સમશાનમાં, બળીને થાએ રાખ;
તો પણ બિજા નવ બને, ત્યાં શું કહેવું અથાક. ૪

## જેના આગેવાન આંધળારે, તેના કટક કુવામાં.

### રાગ—સીંધુડો, પરજ.

જેના આગેવાન આંધળારે, તેના કટક કુવા માય
વેહેલા મોડારે ધોળે દિવસે, એક સાથે જપલાયરે. જેના૦
પડે ખાડે અને ખાબોચીએરે, જ્યાં ત્યાં જઈ અફળાય;
ભરાય બાવળ કાં તો બોરડી, મજા જોવા જેવી થાયરે. જેના૦
બુતી જાએ છે સાથે ખાડમાંરે, જેમાં બચે નહીં કોય;
તણાઇ જાએ તો સહુ સામટા, દરિ ભેગા થાવા ઓયરે. જેના૦
મદથી ભરેલ હોય માનવીરે, નથી બુદ્ધિ જેને કાંઇ;
તેના ભેળારે ભાઈ ચાલતા, માઠી દશા આવી થાયરે. જેના૦
પાસવાન હોય પાઇ પાટનારે, નથી જેમાં ગુણ જ્ઞાન;
તેના કેહેવાથી ચાલે ભૂપતિ, ખુવે ખલકમાં તે માનરે. જેના૦
રૈયત આવાનો લીએ આશરોરે, જોયા વિના આગેવાન;
અવસ્ય ગુમાવે લાજ આખરૂ, વળી ખુવે વ્હાલો જાનરે. જેના૦
અંતર હોએ છે જેના આંધળાંરે, એવા ગુરૂ કરે કોઇ;
નમતાં ભજતાંરે ભાઈ તેમને, મુક્તિ કહો ક્યાંથી હોયરે. જેના૦
ખરો આગેવાન ખોળજોરે, વ્હાલા વિચારીને મન;
કોને પરતાવું પછી નહી પડે, કહે કવિ ત્રીભુવનરે. જેના૦

# આડા માણુસો વિષે.

## દોહરા.

આડા ઉંધુ મારતાં, જરા કરે નહી વાર;
ભલે હોય ભૂતળ પતિ, કૃપાવંત કિરતાર. ૧
સત્ય વાત સમજાવતાં, અસત્ય માને ઓય;
પ્રભુ બતાવો હાથમાં, ખોટું માને તોય. ૨
અસત્ય ઉંધી વાતને, બહુ બહુ આપે માન;
બહુ નિરાંતે સાંભળે, કરી ખુલ્લા બે કાન. ૩
વલોવતાં વારિ ઘણું, નહિં નિકળે સાર;
તેમ જ આડા આગળે, પડેજ હેતુ પાર. ૪
બોલે તેવું ચાલશે, વળી કરશે વ્હેપાર;
આડાને સમજાવવા, કઠણુ ગણે કિરતાર. ૫
આવા જોતાં આંખથી, થર થર થાએ અંગ;
ત્રિભુવન મરતાં લગી, નહી બદલશે રંગ. ૬

# નબળા પાસવાનથી રાજાઓની સ્થિતિ.

## દોહરા.

પાસવાનનાં પુતળાં, બને ભૂપતિ કોઇ;
અંધારૂં તે રાજ્યમાં ઢગલે ઢગલા હોય. ૧
પાસવાનના દોરવ્યા, જે રાજા દોરાય;
તે રાજાના રાજ્યમાં, બહુ ચાલે અન્યાય. ૨
પાસવાનના બોલને, બહુ દે રાજા માન;
તે રાજાના રાજ્યમાં, બહુ ચાલે તોફાન. ૩
પાસવાનની વાતવિણુ, સુણે ન રાજા કાન;
રૈયત તેના રાજ્યમાં, બહુ હોએ હેરાન. ૪

પાસવાનનાં શિખવ્યાં, કરે ભૂપતિ કામ;
ખજાનો ખાલી થાયને, દેવા થાએ દામ. ૫
પાસવાનને કારણે, બહુ બહુ વ્યસની થાય;
દૂરગુણ આવે એટલા, ગણતાં નહિં ગણાય. ૬
પાસવાનને કારણે, જાય આબરૂ લાજ;
નિંદે છે આ લોકનો, શાણો સર્વ સમાજ. ૭
પાસવાનને કારણે, અગણીત હાની હોય;
દેશવટો દેજો તમે, ભૂપતિ એ જન જોય. ૮

## આધાર વિના આગળ વધી શકે નહી.

### દોહરા.

વિના વસીલે નોકરો, વિના વાડથી વેલ;
આગળ વધવા બેઉતે, નથી નથી સરજેલ. ૧
ગમે તેટલા ગુણ હો, ગમે તેટલું જ્ઞાન;
વગર વસીલે તે નરો, જરા ન પામે માન. ૨

## મને કેટલાએક એવા મનુષ્યોનો અનુભવ થયો છે.

### દોહરા.

આપે ચોખ્યા થાય તે, બહુ બહુ મેલા હોય;
ભરૂસો કરતાં તેમનો, જવું પડે છે રોય. ૧
આપે થાયે ઉજળા, તે ઉર કાળા કોપ.
અણધાર્યો અન્ય સુખનો, કરે ઘડીમાં લોપ. ૩
અતિ વખાણે આપને, તે બહુ કપટી હોય.
નખોદ વાળી તે દીએ, બચે ન જ્યાંજન કોય. ૩
સત્યતાનો દાવો કરે, જે દુનિઆની પાસ;
જગકરતા પણ તે થકી, નાસે પામી ત્રાસ. ૪

અતિ મુખથી મીઠુ વદે, તે ઉર છરીઓ હોય;
હાથ પડ્યો પામે નહી, બચવા જો જો કોઇ. ૫
મીઠા હોએ માનવી, તે ઉર અતિશય ઝેર;
લાગ જોઇને જગતમાં, કરી દે કાળો કેર, ૬
સારા કહે જે આપને, મોટી કરીને વાત;
ખરેખરા તે હોય છે, કાફસમ કમજાત. ૭
ડોળ કરે ભક્તિ તણો, કરી દેખાવો ખ;
પાપો કરવા જાણજો, તે તો માથા ભુડ. ૮
વડાઇ કરે અતિ આપની, કરતાં દરેક વાત;
ડરે નહિ તે પ્રભુ થકી, કરપીણ કરતાં ઘાત. ૯
વણ બોલાવ્યા આવીને, પર ઘર ડાહ્યા થાય:
વિઘ્ન કરાવે તે જનો, સમજુ સહુ સમુદાય. ૧૦
જ્યાં ત્યાં માથા મારવા, જેને હોએ ટેવ;
યમ રાજા તો જાણવો, તેનો મોટો દેવ. ૧૧
બંધ ન હોયે બોલનો, હોય ન જેને ટેક;
તેનાથી આ જગતને, હોય અનેક. ૧૨
ડાહાપણનો દાવો કરે, ગુણ વખાણે આપ;
તે ઉર હોએ આંધળું, થાય ન જેનું માપ. ૧૩
પાકા હોએ પાદરી, તેવો દે દેવા;
કુટલ તેનું કાળજ્યું, સમજી દૂરે ખજાવ.૧૪

## કેવા માણસોને સમજાવવા નહી?

### દોહરા.

જે આડા, ઉંધાઇમાં, ડાહપણ સમજે મન;
નહિં સમજાવો તમને, કહે કોઇ ત્રિભુવન. ૧

આવાને સમજાવતાં, પ્રભુ પણ થાકી જાય;
તો પછી ત્યાં માનવ તણો, શું ચાલે ઉપાય. ૨
વળ નવ મૂકે છીંદરી, બળીને થાએ રાખ;
ચોખ્ખા તેવા જાણવા, જન આવવાની જાત. ૩

## આવા ઘાતકી પતિઓ પણ હોય છે.

( રાગ—બાઇઓ જેની સાસુડી ભૂંડી, પીડા તેની અંતરે ઉંડી રે. )

બાઇઓ જેનો ભાઇડો ભૂંડો, થાય તેને અંત્તરમાં ઉંડોરે ટેક.
મીંદડા જેવું મોઢું ચઢાવીને, ઘરમાં મૂકે પાય;
લાલ આંખો બે એવી કરે કે, જાણે આંખે લાગી લાય. બાઇઓ૦
ફાડી તોડી અને મારી નાંખુ, અને કહે દાટી દઉં;
ઓલ્યા ભવની જાણી વેરણ હોયે, તેમ ગણીને વઢુ. બાઇઓ૦
સાપની પેઠે જીભડી મોમાં, ઘડી ન રાખે સ્થિર;
હાલતાં અને ચાલતાં કે'છે, ભાગી જા તારે પીર. બાઇઓ૦
ઘરેરી ઘરેરી ખાવા બેસે ને, લાલ રાખે છે નેણ;
પગ થકી પ્રગટે માથા લગી, એવાં બોલતો જાએ વેણ. બાઇઓ૦
ખાતો જાએ ભાંડતો જાએ, મારતો જાએ માર;
નેવાંની પેઠે બન્ને આંખોમાં વેહેવરાવે છે ધાર. બાઇઓ૦
ઉંઘમાં સુતાં ગાળો ભાંડે ને, મારવા દોડે માર;
ભીંતની સાથે ભટકાએ તો, બેસે ઘડી તે ઠાર. બાઇઓ૦
ચકલી પેઠે ચુંથી નાખે છે, જયારે મારે ત્યારે માર;
રાગ તાણીને રોવા દીએના, યમડા તણો અવતાર. બાઇઓ૦
ચુપ, ચુપ, ચુપ ચુપ કરતો જાએ, બોલવા દેનાં બોલ;
ઉંચુ ઉપાડીને સામુ જોતાં તે, ધડ મારે છે ધોલ (લાત) બાઇઓ૦
શોકનું વાદળ મુખ છવાયું, રાખે છે બારે માસ;
તેહવારોમાં લોહીના આંધણ, પતિ મુકાવે છે ખાસ. બાઇઓ૦

લીંબડા જેવો કડવો અને, બાવળ જેવો રંગ.
જીંદગી જાશે કેમ કરીને, પ્રભુ આવવાની સંગ. બાઇઓ૦
સાવ ઉઘાડા શરમ તજીને, ફાટે ડાચે બોલે ફાગ;
લોકોની પણ લાજ રાખે નહીં, કરડે એને કાળો નાગ. બાઇઓ૦
શંખણી સાસુ, નફ્ટ નણુદી, કસાઇ જેવો જેને કંથ;
અભાગી ઘરમાં જીવવા કરતાં, લેવો મૃત્યુ સારો પંથ. બાઇઓ૦
આવા બનાવો આંખેથી જોઈ, તનથી પામી ગયો ત્રાસ;
ત્યાર પછી કરી આજ કવિતા, કે'છે ત્રિભુવનદાસ. બાઇઓ૦
મીજાજ ખાટો આંબલી જેવો, નવ બોલાવ્યો થાય;
કૈ ત્રિભુવન જીંદગી આમાં, બાઇની શેણે જાય. બાઇઓ૦

## નવી પેદાશથી ચેતતા રહેજો.

### દોહરા.

ભલા તણા કરનારનું, અતિ કરે અપમાન;
લાગ પડે તો નાક ને, કરડી ખાએ કાન. ૧
જે ખોદે બહુ મૂળીયાં, દીએ આપને ગાળ;
તેવાની સેવા કરે, બહુ રાખી સંભાળ. ૨
આવા પેદા અવનિમાં, થયા નરો ને નાર;
તેવાથી બહુ ચેતજો, નહી તો ખાશો માર. ૩
ભૂંડાના કરનારનું સહુ કરતા અપમાન;
સ્વભાવિક એતો વાત છે, કરવું તેજ સમાન. ૪
આ તો એથી ઉલટી, થાવાં બેડી રીત;
ભૂંડાની સેવા કરે, વળી દાખવે પ્રીતિ. ૫
આવા પર ઉપકાર જો, કરતાં થાએ દુઃખ;
માટે મારી ખાસડાં દો ઢેફાનો ધુપ. ૬

# પ્રભુના વસીલાથી શું લાભ.

## દોહરા.

રામ વસીલો હોય તો, સઘળે થાયે જીત;
રાવણ સમ શત્રુ સહુ, બને આંધળા ભીંત. ૧
જમરાજા જખ મારતા, અદરશ્ય રહે સદાય;
દેખી તેની દ્રષ્ટિએ, થર થર કંપી જાય. ૨
રામ વસીલો જેમને, અનંત તેને સુખ;
તન ધન મન વળી અન્યજો, કદિ પડે નહિ દુ:ખ. ૩

# આપ વડાઇનાં બણગા.

## દોહરા.

જે કૃત્ય બહુ કાળાં કરે, જે નવ કરે કસાય;
તેવા જન બહુ આપના, ગુણ મુખેથી ગાય. ૧
માથા બુડ દૂરગુણમાં, જે હોએ ડુબેલ;
તે બહુ ચોખ્ખા થાય છે, આપેથી ફટકેલ. ૨
બુદ્ધિનો છાંટો નહિ, નહિ રતિભર જ્ઞાન;
તેવા કેહેશે આપથી, અમે ઘણા વિદ્વાન. ૩
દયા હોય નવ દિલમાં, વિનય હોયનાં લેશ;
તેવા કહે છે આપથી, અમે સર્વથી બેશ. ૪
અવલંબન બીજા તણે, હોય જીવતા આપ;
પરોપકાર કરવા તણા, ગાયે ગુણ અમાપ. ૫
દેવાં કરી દુનિઆં તણાં, બહુ ડુબાવે દામ;
છતાં કહે શાહુકારમાં, પેહેલું છે નિજ નામ. ૬
રેહેવા ન હોએ છાપરૂં, ખાવા ન હોએ ખાખ;
નવ ઇચ્છે કોઇ આંગણે, તેહ વખાણે શાખ. ૭

સારૂં કહિએ કોઇનું કરે કરેલું ન હોય;
અભયદાન આપ્યા તણી, કરે વડાઇઓ ઓય. ૮
અતિ કુળ ઉંચા તણા, જ્યાં ત્યાં ગાયે ગાન;
કૃત્ય તપાસે ના જરી, મહાજે નિચ સમાન. ૯
ખોદે આખી ખલકનું, લઈ કોદાળી કોશ;
પગ હેઠળ જુવે નહી, કોટી કાળા દોષ. ૧૦
લેવામાં સમજે બહુ, લાંબા કરી કરી હાથ;
દેવામાં તો ગાળ દે, કાં આપોથી વાત. ૧૧
દાંત, હોઠને જીભડી, કપાળ કાળું હોય;
તોય થાય છે ઉજળાં, કાજળ મુખડાં ધોઇ. ૧૨

## લોભીઆને બે બોલ.

### પરભાતી.

હે લોભીઆ આ જગતમાંહે, દ્રવ્ય ન તારૂં ધારતો;
મરી જાશે જગતમાં તું, મુકીને જખ મારતો. હે૦ ૧
નંદરાયે જગતમાંથી, દ્રવ્ય સર્વ ભેળું કર્યું;
ગયો ત્યારે હાથ ખાલી, સર્વ રહ્યું અહિંયાં પડયું. હે૦ ૨
ખાતા નહિ પિતા નહિ, દેતા નહિં પૈઈ દાનમાં;
મુકી ગયા છે સર્વ અહિંયાં, જો જતાં સમશાનમાં. હે૦ ૩
સદ્ કામે કોઈ દિને, કોડી કાં નવ વાપરે.
ગુમ થાએ પાઈ કદિ તો, પોક મૂકે છાપરે. હે૦ ૪
હાય બાપા, ઓય માડી, શ્વાસો શ્વાસેનાં કરે;
લોભ છોડી કાંકય કહું છું, સદ્ માર્ગ જઈ વાપરે. હે૦ ૫
લોભ છોડી ભાઇ મ્હારા, કરણી સારી આદરે;
સ્વર્ગ જવા કે ત્રિભુવન, ચાલ માર્ગ પાધરે. હે૦ ૬

## પૈસાના લોભી શું કરે.

### પરભાતી.

હાય પૈસો હાય પૈસો, જંખતા મુખ જે ફરે;
માર્ગ સારે તે જનોતે, શું જગતમાં ;વાપરે હાય૦

ઉંઘમાં સુતા પછી પણ, લવન જો તેનું કરે;
હાથ લાંબા લાવ કહિને, મોભ સામે જે ધરે. હાય૦

ખાય ના જો ખંતથી જે, ચાકડા જમણા કરે;
ચુંટડા વારિ તણા ઓ, ગણી ગણી હોઠે ભરે. હાય૦

શાંતિ ને વળી સગવડેથી જે, નિંદમાં પણુ ના ઠરે;
ઉંઘમાં ને જાગતા પણુ પૈસો પૈસો જે કરે. હાય૦

પાઇ માટે હાથ છરીઓ જીવ લેવા જે ધરે;
કેર કરતા આ જગતમાં, કહો જનો એ શું ડરે. હાય૦

હૃદય, કર ને કૃત્ય મુખડાં, હોય જ્યાં કાળા તણાં;
મુકશે નાં કે ત્રિભુવન, કોઇ બાબતમાં મણા. હાય૦

## પોતાનો આત્માં ઓળખતા નથી અને પરમાત્માને શોધે છે તેને માટે.

### પરભાતી.

જે આતમા છે અંગ માંહે, નથી તેને તારે જાણુતા
પરમાત્માને શોધવાને, ફરે છે ફાફા મારતા. જે૦

આતમા જાણ્યા વિના, પરમાત્માને ખોળશે;
મફતની તે જીંદગી આ, દુનિઆમાં ડોળશે. જે૦

હોય મળવું ઇશ ને તો, પ્રથમ જાણો આતમી;
ધ્યાન બીજે નવ લગાવો, ધતીંગ જેવી વાતમાં. જ૦

આત્માને જાણુશો તો, ઇશને પણ જાણુશો;
શંકા ત્રિભુવન મન વિષેકે, લેશભર ના લાવશો. જ૦

# વેષધારી મહાત્મા વિષે.

## પરભાતી.

હે વેષધારી મહાત્માઓ, વાત જરી મારી સાંભળો; હે૦
અવળાઇનો તો પાર ન મળે, એટલો વળી આમળો. હે૦

જર જમી જોરૂ મહી, વળગી રહ્યા છો તંતથી;
ચેલકા ભેળા કરો છો, ઘણી ઘણીએ ખંતથી. હે૦

ખોટા વિના નથી બોલતા, વળી સત્યનો દાવો કરો;
સત્યવાદી હોય તેને, સાવ જો ખોટા ગણો. હે૦

જ્ઞાનનો છાંટો નહિં ને, બોધ દાતા થઇ ફરો;
જ્ઞાનીઓના જ્ઞાનનાં, અપમાન તો બહુ બહુ કરો. હે૦

માર્ગ સિદ્ધા ચુકવીને, આડે માર્ગ દોરવો;
વણુ તેડયા મેમાન થઇને, પર ઘરે જઇ ઘોરવો. હે૦

મિઠા મલીદા મિસરીના, બહુજ ભાવે મુખમાં;
જુવે બિછાના બાદશાહી, પોઢવાને સુખમાં. હે૦

નામધારો દેવ જેવાં, સાન પદ ઉંચાં ગમે;
લોભ લાલચ મોહમાં તો, મન સદા જગમાં ભમે. હે૦

પાપથી ડરતા નથી જો રાત ને દિવસ તમે;
કે, ત્રિભુવન શું થશે, મરશો અરેરે તે સમે. હે૦

# સબળ માણસો વિના કારણે નિર્બળોને દુઃખ દેતા બંધ રહેવું.

## પરભાતી.

સબળને કહું નિરબળો પર, જોર નહિં અજમાવશો;
મદદ જેને છે પ્રભુની, ત્યાં તમે નહિં ફાવશો. સબળને૦ ૧
નિરબળોને દુઃખ દેતા. નથી દયા જે રાખતા;
તે મૂવા છે હાલ બૂરે, ટોપલે ધૂળ ફાકતા. સબળને૦ ૨
નિરબળોની હાય જાણો, ભભકતી એ લાય છે;
વણ કારણથી દુઃખ દેતે, ભસ્મ કુળથી થાય છે. સબળને૦ ૩
નથી બચ્યા જન કોઈ પાપી, નિરબળોની હાયમાં;
ઉડી ગયા છે ખાખ થઈને, હાયની બળી લાયમાં. સબળને૦ ૪
દુઃખ દેતા દીનને તે, કુળથી ઉડી ગયા;
નામ કે નિશાન આજે, જગત માંહે નથી રહ્યાં. સબળને૦ ૫

# ગર્વ ન કરવાનાં કારણો.

## પરભાતી.

હે ગર્વ કરમાં માનવી તું, રૂપ, સત્તા, ધન રંગનો;
નાશ થાશે એક દિને, સરવ સાથે અંગનો. હે૦
ખુબ ઊંડો દાટવાને, ઘોર ઊંડી ગાળશે;
પથ્થર મૂકી છાતીએ ને, ધૂળ ઉપર વાળશે. હે૦
કાષ્ટની સીતા કરી કાં, મધ્ય ભાગે રાખશે;
અગની મૂકી પગ થકીને, તુજને સળગાવશે. હે૦

કાંતને જળ દાધ દેવા, પાણીમાં પધરાવશે;
માછલ્યાંને મગર મૂખડે, તુજને ચવરાવશે. હે૦

ભરતા માંહે કાં ભળાવી, ગોખલે સુવરાવશે;
કાગ, સમળી ગીધડાને, મૂખડે ખવરાવશે. હે૦

રૂપ, સત્તા, ધન, રંગ જાશે, અંગ પણ બળપાઈ જશે;
હતો ન્હોતો કે ત્રિભુવન, એક દિને થઈ જશે. હે૦

## મરતા સુધી માળા નથી લેતો તેને.

### પરભાતી.

મરતાં સુધી નવ માળા લીધી, ભક્તિ પ્રભુની કરવારે;
ભવ ભય ભંજન ભાવે ભજ્યો નહી, ભવસાગર આ તરવારે. મરતાં.

કાંસળ કઈનાં નાખ્યાં કાઢી, ભંડાર પાપના ભરવારે;
લંપટાતા બહુ ખંતેથી ખેલી, ધરમાંતે પર ધરમાંરે. મરતાં.

દગા કપટથી દાટજ વાળ્યો, પરનાં નાણું હરવારે;
ખોટું બોલ્યામાં ખામી ન રાખી, આખી ઉમર ભરમાંરે. મરતાં.

ઉબાડીયાંરે જ્યાંને ત્યાંય લગાવ્યાં, હૈયા હોળી કરવારે;
ખટપટથીરે નાખ્યુ કંઈકનું ખોદી, દુનિયાને થરથરવારે. મરતાં.

સંત જનોને બહુએ સતાવ્યા, દામ ન દીધા દરવારે;
દોઢડાહ્યા થઇને દુનીયામાં, ભવનાં ભાતાં કરવારે. મરતાં.

કામ ક્રોધને લોભ મોહનાં, વાસ કરી રહ્યો ધરમારે:
હુંપદમાં આખલા સમ મ્હાલ્યો. નજોઇ મોતની પરવારે. મરતાં.

ભક્તિ વિના નહી મુક્તિજ મળશે, ટળશે ન ફેરા ફરવારે;
કે છે ત્રિભુવન સીદને જનમો બાર ભૂમિને કરવા. મરતાં.

## લાંચ ક્યાં લેવાય.

### દોહરા.

અનીતિનાં ઊંડાં ઘણાં, જ્યાં જ્યાં કોતર હોય;
લાંચ લેવી તે રાજમાં, કહું ન ભુલે કોય. ૧
અંધારૂં જે રાજ્યમાં, ઢગલા મોટે હોય;
લાંચો લેતાં નોકરો, કહું ડરે ના હોય. ૨
ઉપરી હોએ આંધળા, શકે ન ખાતા જોય;
ત્યાં તાબાના નોકરો, નથી ભુલતા કોય. ૩

## રૂસ્વત ક્યાં ન લેવાય.

### દોહરા.

જ્યાં રાજાઓ રાજ્યમાં, રાખે છે સંભાળ;
તે રાજાના નોકરો લાંચ ન પામે કાળ. ૧
ઉપરી પણ બહુ કાળજી, ધરી કરે છે કામ;
ત્યાં તાબાના નોકરો, નવ લે રૂસ્વત નામ. ૨
રાજાઓનું રાજ્યમાં, બહુ બહુ હોએ ધ્યાન;
રૂસ્વત ખોરના ત્યાં કને, જાય અકાળે જાન. ૩
નીતિથી જ્યાં થાય છે, દરેક દરેક કામ;
રૂસ્વત લેવા કોઇને, નથીજ રહેતું ધ્યાન. ૪

## આશ્રય કોનો લેવો.

### દોહરા.

થડ જેનું મજબુત છે, ઘટ છે જેની છાય;
ચંડક મળતી હોય જ્યાં, આશ્રય લેવો ત્યાંય. ૧
એકજ વચની આદમી, હોય લાગણી ઉર;
આશ્રય લેવો તેમનો, સજનો કહુ જરૂર. ૨

## થેંકસ જોઇએ તો શું કરવું.

### દોહરા.

તન મન ધન અરપણ કરી, ખંતે કરજો કામ;
થેંકસ રોકડું આપશે, મોટા જન તમામ. ૧
સાચવી ઘરમાં રાખજો, પાકી પેટી માય;
મરતાં મોઢે મુકવા, જેથી આખર થાય. ૨
વણ માગ્યા મુજને મળ્યાં, જન મોટાને મુખ;
જડયા નથી કંઇ મુકવા, છે સંઘર્યાનું દુઃખ. ૩
સઘળાં કઢી નાખવા, મરજી થઇ છે મન;
હોય લેવાં તે આવજો, કહે છે ત્રિભુવન. ૪

## સારા શબ્દો બોલતાં લોભ કરે તેને માટે.

### દોહરા.

સારા શબ્દો બોલતાં, લોભ કરે જ્યાં જન;
તે ઘર કયાંથીઃ પામશે જરા જેટલું અન્ન. ૧
કાળાં મેશ મોઢાં કરે, જોઇ બેનને ભાઈ;
ત્યાંરો પાણી કોઇને, તે ઘરનાશું પાય. ૨

## ધ્યાન કયાં ન રાખવું.

### દોહરા.

બહુ આળ પંપાળમાં, નહી રાખવું ધ્યાન;
કારણ હાની એ કરે રટવા નવદે રામ. ૧
કંટાળો ઉર ઉપજે, સુણતાં કરતાં કામ;
તેથી બાબત કોઇમાં, જરી ન દેવું ધ્યાન. ૨

## ધ્યાન ક્યાં રાખવુ

### દોહરા.

અતિ ભાવથી ભક્તિમાં, રોકી રાખવું ધ્યાન,
મળતું હોયે મોક્ષનું, જે જે સ્થળથી જ્ઞાન. ૧
શું કરવે મુક્તિ મળે, ભેટે કેમ ભગવાન;
ઈલાજ લેવા તે તણા, સદા રાખવું ધ્યાન. ૨

## કોના સામે રાત દિવસ તાકી રહેવું.

### દોહરા.

દુશ્મન આપણુ મોતછે, નજર રાખજે ત્યાંય;
જો ચુકશો કોઈ નજર તો, જશે ઉપાડી ક્યાંય. ૧
સાવધ રહેવું તે થકી, તે પર શ્વાસો શ્વાસ;
જેથી તે નહીં ફાવશે, કે ત્રિભુવનદાસ. ૨
નવ બીવું તેના થકી, ભલે ગમે તે થાય;
હથિયાર હાજર રાખશો, તો નથી તે ઉપાય. ૩

## ખરો મરદ કોણ ?

### દોહરા.

ખરો મરદ જે હોય તે, લડે મોતની સાથ;
નવ દે તેને આવવા, કોટી કરતાં વાત. ૧
અનંત કાળ આવે નહિ, મોત મરદની પાસ;
મરદજ તેને જાણવો, કે ત્રિભુવન દાસ. ૨

# જે બોલી જાણતો નથી તે માટે.

## દોહરો.

જે બોલી નથી જાણતો, તે નર જાણે કાંય:
બધવાવી નથી જાણતો, નથી જાણતો ખાય. ૧
લાખોની હાની કરે, વદી ટકાનું વેણ;
બાળી દે છે મૂળિયાં, કે છે એવાં કેણ. ૨
અતિ થાય અળખામણો, જ્યાં બોલે છે ત્યાંય:
દેખત લાગે કૂતરો, હડકાયાનો ભાઇ. ૩
ઘરમાં ને પરમાં વધે, લાગે કડવો ઝેર;
કોઇ કહે ના આવજે, બે ઘડી આપણ ઘેર. ૪
મૂગો હોએ ત્યાં લગી; અડુ લાગે છે ઠીક;
માંડે જ્યારે બોલવા, ત્યારે લાગે બીક. ૫
કરવત જેવી જીભડી, ભાલા જેવા બોલ;
દરેક સ્થળમાં તેમના, હોય ઘણા ઘમરોળ. ૬
જોઈ આવાને આંખથી, અતિ અતિ આવે ત્રાસ;
કેમ નસીબી જાણવી, ભજે ત્રિભુવનદાસ. ૭

# દાધા રંગાથી દૂર રહેવું.

**રાગ મૈયારીનું મુખ દેખી પ્રીતિ પલટાવીરે.**

દાધારીંગા હોએ તેને, કદિ નવ કૈએ કહેવું રે;
સલામ કરીને બે હાથેથી, સો કર છેટા રેહવું રે. દાધારીંગા.
બ્રહ્મા, વિષ્ણુ, મહેષનું પણ, કહ્યું કદિ નહિં માનેરે;
ધસાર ધાર્યું કરશે તેનું, ચગે ઘણે ગુમાને રે. દાધારીંગા

શંકર જેવા દેવો થાકી; સમજણ દેતાં જાએરે;
મનુષ્યનું તે કેમજ માને, કહો કોટી ઉપાએરે. હાથારીંગા.
આવાઓને સુખનું કહેતાં, દુ:ખ આપણને થાએરે;
શા માટે તેવું ત્રિભુવન, હાથે કરવા જાએરે. હાથારીંગ

# મૂરખને શિખામણ દેતાં શું થાય.

## એજ રાગ.

મૂરખને શિખામણ દેતાં, અગણીત થાએ હાનીરે;
અળગા વસનો એ કારણથી, મારૂં કહેવું માનીરે, મૂરખને.
અતિ માનમાં અતિ તોરમાં, નિજને ડાહ્યા માનેરે;
ઊંધ રેટે છે બાબત સઘળી, જે કોઇ કેહેતે કાનેરે. મૂરખને
જ્ઞાનીને અજ્ઞાન બનાવી, ઉલટા મૂરખ કે છે રે;
છીંડાઓના રસ્તા છોડી, પાય વાડમાં દે છે રે. મૂરખને
દરેક વાતે અવળું બોલે, પગ પણ અવલે ચાલેરે;
મરતાં સુધી ધરારન મૂકે, જેટે હઠ તે ઝાલેરે. મૂરખને
ઠાઠડીમાં પણ અવળા પોઢે, ચતા સુવારો તોયેરે;
માથું નવ ફોડો ત્રિભુવન, આવા પાસે કોઇએ રે. મૂરખને

# ઊંધાઓ.

## એજ રાગ.

ઊંધા તેતો ઊંધા કામો. મરતાં સુધી કરશે રે;
સમશાને પણ સેલ્હમાં ખડકયાં, ત્યાં પણ ઊંધા બળશેરે. ઊંધા
કોઇ વાતમાં સિદ્ધે સિદ્ધા, જવાબ કદિ નવ દેશેરે;
પથે પડતાં અવળચ જાતાં, અવળો મારગ લેશેરે. ઊંધા

હિત, શીતનું કહેતાં તેને, અહિત ભારે માનેરે;
સુણાવી દે એવા શબ્દો, સહન ન થાએ કાનેરે. ઊંધા,
બેટો થતાં ભોગ મળે છે, દહણાય પાકી બેસેરે;
ત્રિભુવન આળગા આવાથી, રહેવા સૌને કે દેરે. ઊંધા.

## કપટીથી દૂર રહેવા.

રાગ એજ.

કપટ ભરેલું હોયે જેને, ઘણે ઘણું રગરગમાંરે;
ઊંધા પાટા તે બંધાવે, રૂવેરે જનને જગમાંરે કપટ.
માતા પિતા સગા સંબંધી, હોય ગમે તે લોકોરે;
મુકાવા ધારે છે મોટી, લાંબે રાગે પોકેરે. કપટ.
જાળ પાથરે ઢીંમર કરતાં, યુક્તિ કરીને ભારેરે;
કોઇ બચેનાં પાડયો સપાટે, દિવસ કે અંધારેરે. કપટ.
માર્યા વિના નવ જાવા દે, હાથ પડે છે તેનેરે;
ત્રિભુવન કે દૂર વસજો જન, બચવું હોએ એનેરે. કપટ.

## પાપ સિવાઈ કોઇથી ડરવું નહીં.

દોહરા.

પાપ વિના જન કોઇથી, ડરવું બીજું નહી;
દુઃખ પડે જે અંગ પર, સુખ ગણી લેવું સહી, ૧

## હિંમત કોઇ કાળે હારવી નહીં.

દોહરો.

ભલે આભ તુટી પડે, દાવાનળ છો થાય;
તો પણ હિંમત રાખવી, નવ જાવું મુઝાય, ૧.

## વખત જોઇને કામ કરવું.

### દોહરા.

વખ્તે વરસે મેહુલો, વખતે વાયે વાઃ
વખતે તેવી રીતથી; ફળ આપે છે ધાઃ ૧
વખત જોઈ ધંધો કરે, કરજો વખતે કામ;
જમજો પણ જોઇ વખતને, વખતે લ્યો આરામ. ૨
વખત કદિ નવ ચુકવો, બહુ રાખવું ધ્યાન,
વખત ચુકયા તો પછી, ફરિ નવ થાશે કામ. ૩
વખત આવે ત્યાં લગી, ધિરજ ધરવી મન;
વખત મળે નહીં થાભવું, ક્ષણપણ ત્રિભુવન. ૫

## ખંત અને કાળજીથી આગળ વધવું.

### દોહરા.

ધણી ખંતને કાળજી, રાખી કરશે કામ;
અવશ્ય વિજય તે પામશે, કરતા કાય તમામ. ૧
સલાહ ન લેવી કોઇની, મદદ માંગવી નહીં;
વધવું પોતા ખંતથી, એક ધ્યાનમાં રહી; ૨

## ખાનગી કામની વાત ન કરવા બાબત તથા પ્રસ્તાવિક.

### દોહરા.

જ્યાં લગી ધાર્યા કામનો, નહીં પામીએ પાર;
ત્યાં લગી મુખથી વાતને, કદિન કેહવી બ્હાર.

ભેદ ભરમ બહુ જાણુવો, અને જાણુવી ટેક;
જેમાં તમને લાભ છે, ખરે ખરાજ અનેક. ૨
ડોળ ન ખોટા રાખવો, ખોટા તેમ દમામ;
કોઇ બાબત કરવો નહી, સમજો જન તમામ. ૩
વાતો બહુ કરવી નહી, કામ વગરની કયાંય,
મીંઠા પણ બનવું નહી, જ્યાં કહું જઇએ ત્યાંય.
વણુ તેડયા જાવું નહી, કદિ કોઇની પાસ,
જેમાં રહી છે આબરૂ, કે, ત્રિભુવન દાસ.

## સદ્દગુણુ શી રીતે મળે અને તેથી શું થાય.

### દોહરા.

સમજાયે સદ્દગુણુના, ભક્તિમાં છે વાસ;
જે જોઇએ તે મેળવો, કે ત્રિભુવન દાસ. ૧
સદ્દગુણુ વિણુ ભક્તિ નહિં, રોશની વાળી થાય;
રોશની વિણુ મુક્તિ કહિ, માણુસથીજ પમાયે, ૨
ભક્તિથી સદ્દગુણુ બધા, બહુ ખીલે છે બહાર;
દુરગુણુ ચાલ્યા જાય છે, સદ્દગુણુથી તતકાલ. ૩
બહુ બળવાળો આત્તમા, શુદ્ધ ભક્તિથી થાય;
એજ બળેથી આપણે, ઇશ્વરને ભેટાય. ૪
ઇશ્વરનો ભેટો થયે, જન્મ મર્ણ ટળી જાય;
અખંડ સુખડાં એ થકી, પ્રભુની પ્રાસ પમાય. ૫

## પડતીના દેખાવ.

### દોહરા.

ઝાડ ન આપે આશરો, ભૂ નવ આપે સ્થાન;
અતિ વહાલા તે આપણા, અતિ કરે અપમાન. ૧

આકાશ માંડે ડોલવા, રહીએ ઉભા ત્યાંય;
યમ દૂતો લઇ લાકડી, સઘળે વાંસે થાય. ૨
નવરે પાસે લુગડાં, નવરે પાસે પાઈ;
ખાવા ન મળે ખાખરા, ખરા કડાકા થાય. ૩
કંઇ જાવું કંઇ આવવું, આંખ ન સૂઝે દિશ;
તજી દેવા તે જીંદગી, ગતિ થાયે દિન નિશ. ૪

## ઉપપના દુઃખમાં કોણ રાહાત આપે.

### દોહરા.

ખરો ભક્ત જો હોય તો, હિંમત આપે રામ;
ચિરંજીવ હૈ દે જીંદગી, પુરે આશ તમામ. ૧
પડતીમાં નહીં મૂકશો, હિંમત પડતી કોઈ;
ધિરજ પણ નવ છોડજો, હોનારીસો હોઈ. ૧

## મહા દુઃખ અને મહા સુખ વિષે.

### દોહરા.

તૃષ્ણાના તત્વો મહિં, અતિ અતિ છે દુઃખ;
નરકે પણ લઇ જાય છે, કરીને સ્વર્ગ વિમુખ. ૧
મહાસુખનું મૂળ એ, જન ગણો સંતોષ;
સુખ જોઇએ તે રાખજો, હૈયે જન સંતોષ. ૨

## માન કોને મળે.

### દોહરા.

કાં હોય કુહો હાથમાં, કાં હોય પાસે દામ;
ત્રણુ માગ્યા તેને મળે, અતળક જગનાં માન.

કૈક જનો આવા તણા, કૈક કરે છે કામ;
ભલે બદલામાં ના મળે, દાતરડાનો ડામ, ૨
કાં ગાનારી ફાંકડી, કરતી હોએ ગાન;
તેનું તો પણ તે થકી, ઘણું થાય સનમાન. ૩
વણુ માગ્યા દે નોતરાં, અટકળ આપે કામ;
જંખ્યા પણુ તેને કરે, જોતાં આઠે જામ; ૪

## જે સાલને માટે માઠું જોવું હોય તો નીચેની રીતે ગણુત્રી કરવી.

જે સાલનું જોવાનું હોય તેને ત્રણે ગુણવા અને તેનો જે સરવાળો આવે તેમાં પાંચ ઉમેરી એકંદર આંકડો થાય. તેને સાતે ભાગ પાડવા.

૧. બે અને ચાર વધે તો વરસ ઘણુંજ સારૂં થાય.

૨. એક અને પાંચ વધે તો અરધો દુકાળ થાય.

૩. ત્રણુ અને ૭ વધે તો ગડબડ સડબર એટલે ઠેકાણા વગરનું વરસ થાય.

૪. કંઇ વધે નહી તો ચોખ્ખે ચોખ્ખો રોકડો દુષ્કાળ.

ઉપરની હકીકત એક શ્લોકના અર્થ ઉપરથી લખી છે. ખરૂં ખોટું કુદ્રત જાણે.

દાખલો સંવત ૧૯૮૮.

૫૯૬૪. આ રકમ ૧૯૮૮ ને ત્રણે ગુણેલી છે.
૫ પાંચ ઉમેરવાના તે.

---

૫૯૬૯ કુલ સરવાળો.

૭) ૫૯૬૯ (૫૬૭
    ૩૫
    ——
    ૦૪૬
    ૪૨
    ——
    ૦૪૯
    ૪૯
    ——

૦૦૦. આ ભાગાકાર ખરો હોય તો કંઈ વધ્યું નથી. એટલે ઉપરની ગણત્રી જોતાં દુષ્કાળ લેખાય. આવી રીતે ગણત્રી કરવી. આ હકીકત ભરૂસાપાત્ર માનવાને માટે અનુભવ કરવો જોઇએ. એકદમ સાચી માનવી નહી. તેમજ ખોટી પણ લેખવી નહી. થાય તે જોવું.

### યાદ રાખવા દોહરા.

ત્રગણા કરો સંવતના, ઉપર ઉમેરો પાંચ;
જે સર આવે તેમના, ભાગ કરી દો સાત. ૧.
ચાર અને જો બે વધે, વરસ થાય છે શ્રેષ્ટ;
જો કંઈએ પણ નાં વધે, દુષ્કાળ સમજો નેષ્ટ. ૨.
એક પાંચ વધવા થકી, આની પાકે આઠ;
છઅને વધશે ત્રણનો, ગડબડ જેવો ઘાટ. ૩.

## ગંદીલીના સંસાર વિષે.

### એજ રાગ.

ભાઇઓ જેને ગંદીલી નારી, ગયો તેનો જીંદગી હારી રે.
લીટ લટકતી સદાય નાકે, ચીપડા આંખે ઓઘ;
મૂશળધારે હોય મોઢેથી, લાળના વેહેતા ધોધ. ભાઇઓ. ૧.

ઝરણાં વહે જેમ પહાડી પ્રદેશે, પાણીનાં દિનને રાત;
પરશેવો એવો હોએજ વહેતો, સાંભળો બીજી વાત. બાઇઓ. ૨.
ઓઘરા આખે અંગ વળેલા, કુગઇ ઠારે ઠાર;
માથું તો સુઘરીના માળા સરીખું, ટોલાતણો ભંડાર. બાઇઓ. ૩.
દાતણ કરવાના હોએ લીધેલા, સોગન આવતાં મોત;
થર બાઝેલા જીભેને દાંતે, વિચારીતે નહી જોત. બાઇઓ. ૪.
આખડી અખંડ જીવતાં સુધીની, લઇ બેઠી નાવાને માટ;
કપડા ધોવા પછી હોયજ ક્યાંથી, સુજે તેને કોઇ વાત. બાઇઓ. ૫.
કપડાં પેહેરે તેમાં નહીં ઠેકાણું, આડા અવળાં વીટે અંગ;
વર્ણવી જગમાં જાએ ન શોભા, રાખ જેવો પાકો રંગ. બાઇઓ. ૬.
રાંધણું રાંધે એવું રૂપાળું કે, ભેંશનું જાણે ખાણ;
કાંકરા, રેતી, ધુળની તેમાં, હોય ન જરી તાણ. બાઇઓ. ૭.
પૂંછ વગરનાં વાંદરા જેવાં, છોકરાનો નહી પાર;
ભૂંડા બોલે કુટે પીટે પરસ્પર, મારે વળી ઢીક માર. બાઇઓ. ૮.
સ્વભાવ વળી કુતરી જેવો, ભસ્યાની ભારે ટેવ;
ભૂત ભાગે વણ ડાકેલ દેખી, થર થરે તેમજ દેવ. બાઇઓ. ૯.
રાંધેલો ખોરાક ઉઘાડો રાખે, કુતરાં ચાટી જાય;
હુંડ કારીને તેનો તે એંઠો, સુગ વિનાની ખાય. બાઇઓ. ૧૦.
બોલે તેમાં નહી હોએ ઠેકાણું, ફાવે તે બોલે જાય;
આપણું કહ્યું સાંભળે નહીં, ગાયું પોતાનું ગાય. બાઇઓ. ૧૧.
પોતે ગંદી જેવી તેવુજ ઘર પણ, ફેર ન તેમાં કાંય;
પેસવા ઘરમાં કે તેને જોવાનું, મન મરતાં નવ થાય. બાઇઓ. ૧૨.
વાત કરતાં અતિ કંટાળો આવે છે, વળી આવે છે સુગ;
આ કરતાં પ્રભુ રાખજો વાંઢો, ત્રિભુવન યુગોયુગ. બાઇઓ. ૧૩.

## છટેલી નારી વિષે-એજ રાગ.

જેને ભાઈ છટેલી નારી, ગયો તે તો જીંદગી હારી રે;
કાવતરાં કાળા કેરનાં કરે, તરકટનો નહીં પાર;
આકાશ, પાતાળ ધ્રુજી જાએ વળી, ધ્રુજી જાએ કીરતાર. જેને.
જેમ ફાવે છે તેમ તે વરતે, તજી લોકોની લાજ;
યમ રાજ પણ દેખીને નાસે, એવાં એવાં કરે કાજ. જેને.
સસરા સાસુને ગણે ગાંઠે નહી, ગણે ગાંઠે નહી નાથ;
ધણીની પાસે ધાર્યું કરાવે, લમણે ઠોકીને લાત. જેને.
ગોલા સરીખાં ગુલામ જેવી, કરે હાજી હાજી જાય;
કાળાં કૃત્યો કરે આંખની આગળ, તદપી નહી કહેવાય. જેને.
આવી નારીના પતિ તણું તો, જગમાં જીવન છે ફોક,
તરણાથી હલકો તેને ગણી અને, મુખે થુંકે છે લોક. જેને.

### દોહરો.

પળ પળમાં બદલ્યા કરે, બોલ વાતને રંગ;
હોય રેહેવું સંસારમાં, તો તજજો તે સંગ. ૧.
આવા જનના સંગથી, સરવસ થાએ નાશ:
અનુભવથી આ દોહરે, કે ત્રિભુવન દાસ. ૨.

બાઇઓ જેની છોકરી ભૂંડી, પીડા તેની અંતરે ઊંડી રે. ॥ટેક॥
માતાનું ખોદે પિતાનું ખોદે, કાકા કાકીનું સોત;
બેનનું ખોદે, બનેવીનું ખોદે, ભાઇ ભોજાઈ ન જોત. બાઇઓ.
મામાનું ખોદે, માસિનું ખોદે, દાદા દાદીનું તો મોજ.
મામી, ફુવા અને ફઇબાનું ખોદે, દુઃખડાં કેને કોજ. બાઇઓ.
સાસુનું ખોદે, સસરાનું ખોદે, જેઠતણું હદ બાર;
દેર દેરાણીને, જેઠાણીનું તો, ખોદે દરિયા પાર. બાઇઓ.

નણંદનું તો નખોદ વાળે, ધણી માટે બાકી નૈજ;
શેક્યા વિનાનું કાળજ્યું તેનું, જાય કરડીને ભેજ. બાઇઓ.
પાળી પોષીને મોટી કરેલી, તેનું કરે છે તેમ;
પાડા પાડોસીને બાકી રાખે કહો, કર્કશા આવી કેમ ? બાઇઓ.
સાસરીઆ રુડુ તગડી મૂકે, પૂછડે વાળી ગાંઠ;
કે, ત્રિભુવન જાય ગમે ત્યાં, ફાવે તેવી લઇ વાટ. બાઇઓ.

## ઉંધી રાંડનાં રોદડાં

રાગ. ભાઇઓ જેની ભામની ભૂંડી, પીડા તેની અંતરે ઉંડી રે.

ભાઇઓ જેને ઊંધી નારી, ગયો તે તો જીંદગી હારી રે. ॥ટેક॥
ધિરે બોલ્યાનું ધણી કહે ત્યારે, કરે છે ધાટમ ધાટ,
વિવેકથી કહે વાકયો કાઢયાનું તો, વાળે છે દુનિયામાં દાટ. ભાઇઓ.
ધણી બતાવે તે કામ કરે નહી, માને ન તેમ તે બોલ;
વાઘણુ પેઠે સાગી થઇને, કરે તરણાને તોલ. ભાઇઓ.
કપડાં લતાં સારાં પે'રવા કે'તા, પેરે તે ચીથરાં અંગ;
સગી ફુવડની માની જણી હોય, એવા કરે છે ઢંગ. ભાઇઓ.
ઘરેણાં પેર્યાનું ભાવેથી કેહતાં, ઘાલે પેટી, ટંક માય;
હોંશ કરી હાથે નાખીએ ડોકે તો, ફેંકી દે કયાનાએ ક્યાય. ભાઇઓ.
સહવારમાં વેહેલું રાંધવા કેહતાં, રાંધે પડે ત્યારે રાત;
ધરાર ભૂખ્યા રાખે આખોદિ, આડી કરી કૈંક વાત. ભાઇઓ.
સરલ સિધું, સવળું ને ચોખું, સારૂં કહીએ કંઈ કામ;
ઊંધું એવું કરી અગવડમાં નાખે, જોવા મળે આખું ગામ. ભાઇઓ.
જ્યાં જવાની ના પાડી હોએ, ત્યાં તો જરૂર તે જાય;
સારૂં રાખ્યાનું કહીએ તે સાથે, તુર્ત લગાડે છે લાય. ભાઇઓ.

અંતરની ઉંડી વાત હોએ તે, કોઇને કહીએ કેવી નહી;
ચોરે ચઢીને માંડે ઉપણવા, ઉભી હજારોમાં રહી. ભાઇઓ.

મારો, કુટો પીટો પગેથી, ભૂખી રાખો કહિ કોઈ;
કાઢી મૂકો ઘરબાર છતાં તે, કદિ સિધિ નવ હોય. ભાઇઓ.

ટોપકું ને ગોળ હાથમાં આપી, તગડી મુકો ઘર બાર;
કે'છે ત્રિભુવન ઘરમાં ન ઘાલો, જેથી આવે વેહેલો પાર. ભાઇઓ.

## સાસુને શિખામણ.

### રાગ ઓધવજી સંદેશો કહેજો સ્યામને.

અંતરના ઉઘાડો સાસુ બારણાં, કરવા દયા ને અંતર માંહે વાસજો;
વહુઓની વિટંબણા થાવા વેગળી, ઘરમાં થાવા આનંદને હુલાસજો.

મારે નથી નારી ને નથી દીકરો, નથી દીકરા કેરી વહુઓ મારી પાસજો;
કાવ્ય કરી છે મેં તો અન્યના કારણે, દૂર થવાને તે સહુના કંકાસજો.

મનન કરશો સરવે મોટા માનથી, સાર ગ્રહીને છાતી માંહે ખાસજો;
ઓછો થાશે એજ થકી જન જાણજો, પુત્રવધુ પર ગુજરે છે તે ત્રાસજો.

આનંદને આનંદ અતિશય ઉછળી, ઘરમાં થાશે શાંતિનો બહુ ભાસજો;
વધશેરે લક્ષ્મીને રૂડી આબરૂ, તમ ઘર માંહે કે ત્રિભુવન દાસજો.

## નણંદોને બે બોલ.

### એજ રાગ.

ભાભીનાં નવ પીશો નણદો લોહીને, ખોટે ખોટા કાઢીને કોઇ વાંકજો,
હરતાં ને ફરતાં ના મેણાં મારશો, કરવા હૃદયની વણુ બાળે કહુ ખાખજો.
માતાને પિતાની પાસે ખોદણી, કરી ચડાવો કોઇ નહીં તમ ચાકજો;
લુગડાંને ઉતારી વાંચે તે સગી, ખોટે ખોટી આપી તેને (ટપાલ) શાકજો.

તમારે સાસુને નણુદો જો હશે, અથવા થાશે આગળ ઉપર ખાસજો;
લક્ષ તમારૂં તે પર પુરૂં રાખજો, કાયમ ન મળે અહીં તમારો વાસજો.
અળખામણાં થાશો તો તજશો આંગણું, છેવટ સમજી લેશો રૂડા સારજો;
ભાઈને ભાભી નવ કો દિ ભૂલશે, ખોટે ખોટા જે કરીયો તે ખારજો.
વિશેષે તમનેરે હું શું વિનવું, હૈયું ન મળે મારૂં તમારે હાથજો;
નહીં માનો તો જરૂર જીગરથી જાણજો, રહશે તમારો પાકો દીનોનાથજો.
ત્રિભુવન સંભળાવી દે છે જાણુ જો, સાચે સાચી ચોખ્ખી મુખે વાતજો.

## વહુઓને પણ સાસુ નણંદ સાથે સંપ રાખવા.

### એજ રાગ.

દીકરાની વહુઓને પણ અહીં વિનવું,
સાસુ, નણુદો સાથે રહેવા સંપજો;
કડવાંરે બી જો નવ કહિએ વાવશો,
નાશ જો થાએ જેથીરે સંપ ને જંપજો.

સાસુને માતા સમ સરવે માનજો,
બ્હેની તરીકે નણુંદને મન લેખતાં;
આનંદનાં પૂરોને ઉર ઉછાળજો,
એક બીજાને નજરો નજર દેખતા;

સાસુની આજ્ઞાઓ સારી હોય તે,
પ્રેમ થકી તે પુરે પુરી પાળજો;
દીકરી સમજો તમને રાખે તોજ તે,
વળી રાખે રૂડેરી એ સંભાળજો.
અણ સમજ્યાં સામાંરે કહિએ ના થજો,
પુરેપુરો પહેલો કરજો ખ્યાલજો;

ઊંડું રે વિચારી વધજો આગળે,
જેથી ન બગડે ઘર તણો કોઈ તાલજો
જે જે રીતે વધે શોભા ને આબરૂ,
તેવી રીતે રાખી રહેજો લાજજો;
કહે છે રે ત્રિભુવન તમને એટલું,
જેથી ન બગડે કહિએ કોઇજ કાજજો.

## જગ ખોદણી છો કરી.

### રાગ ભાઇઓ જેની ભાર્યા ભૂંડી, પીડા તેની અંતરે ઊંડી રે—એ ઢબ.

પિતાનું ખોદે, માતાનું ખોદે, ખોદે પોતાના ભાઇ(નું),
કાકા, કાકી પછી બેન બનેવી, દોઇ કોરાં નવ જાય;
કરે છે ખોદણી એવી, એવી પ્રભુજે ભાઇ ઘરનાં તેવી. (ટેક)

મામાનું ખોદે માસીનું ખોદે, દાદા દાદીનું સોત;
મામીઓનું એવું ખોદે કે, ચોરીના મૂકી આરોપ. કરે છે.

ફુવાનું ખોદે, ફઇબાનું ખોદે, કોરા રહે નહી કોઇ;
સગા ધણીને જતો કરે નહી, ભલે હો નારી સો હોઇ. કરે છે.

પાડા પાડોસીને પડતા ન મૂકે, ભલે ન હોએ કો વાત;
સાસુ સસરા અને જેઠ જેઠાણી, તેનો તો વાળે છે દાટ. કરે છે.

નણંદને તો નજરે દેખીને, વાઘણની સમ ધાય;
એટલા ઉપર ચડતાની પેહેલાં, દૂરથી કરડી જો ખાય. કરે છે.

આવી છોટી પાકી હશે કયાંથી કહું, ભૂપર કરવા ને ભાર;
ખોદણી માટે ખાસ મોકલેલો, જાણે લાગે અવતાર. કરે છે.

એવી એવી વાતો ઉભી કરે કે, લડાવે ઝાડે ઝોડ;
ગીરનાર સાથે આબુ અથડાવે, અડગતે પણ પાડ. કરે છે.
આકાશ, પાતાળ, ધરતી ધ્રુજાવે, એવાં એવાં કરે કામ;
વાંઝણી જન્મે જન્મો જન્મ એ, અટકે કરતી બદનામ. કરે છે.

## આવી છોકરીને કેવી શિક્ષા કરવી જોઇએ ?

### એજ રાગ.

નાક અને કાન જોડે કપાવી, માથે ખોડાવી વાળ;
ચોપડી ચુનો મૂંડાની ઉપર, ડામ દઇ જો કપાળ.
તોએ નવ દાઝ ઓલવાએ, નિરાંતો તોએ ન આયેરે. (ટેક)
મોઢાની ઉપર મેશ લગાવી, આરોપી ઉપાન હાર;
અવળે ગધેડે બેસાડી તેને, ફેરવી દારો દાર. તોએ૦
ત્રીશુળ આખે અંગે કાઢી, સીંદૂરનાં લાલચોળ;
પૂંછ ગધાનું હાથમાં આપી, ભુંગીયો કરી ઢોલ. તોએ૦
કંટાળો એના નામથી આવે, વળી ચડે છે સુગ;
કે' ત્રિભુવન બલીહારી તારી, શું શું કહું કળીયુગ. તોએ૦

## વહુઓને શિખામણ

### રાગ વહાલાજીના મહીનાનો.

સાસુને નણદોનાં દારૂણ દુઃખડાં, સ્હેજો વહુઓ આપ સરવે અંગજો;
શાંતિને ધિરજ સૌ હૃદયે રાખજો, વિવેકને પણ રાખજો તેના સંગજો.
જુલમીઓના જૂલ્મ ટાળ્યા નહિ ટળે, કઠોર એવાં એઓનાં છે ઉરજો;
અગ્નિમાં ઘાલેરે એ નહિ ઓગળે, વજ્ર થકી પણ કાતીલને વળીક્રૂરજો
ઉઠતાંને સુતાંરે બેઠાં, ચાલતાં, હરતાં ફરતાં કરતાં સર્વે કામજો.
સદ્બુદ્ધિ આપો એવું ઉર પ્રિચ્છજો, હૃદયે વસીને વ્હાલા રૂડા રામજો.

એ વિષુના ઉપાયો સરવે ફોક છે, સાસુ નણંદો ચુપ થવાને માટજો.
આખર શોધ્યો એકજ એછે જાણજો, વશ કરવાનો મોટે મોટોઘાટજો
મોત વિના મરવાનું કોઈએ ના કરો, ધિરજ છોડી કોઇ બ્હેનો ખાસજો
જીવતાં જો હોશો તો સુખડાં પામશો, પ્રભુ પ્રતાપે કે ત્રિભૂવનદાસજો.

## સાસરા માટે બે બોલ

### રાગ—બાઈઓ જેની સાસુડી ભૂંડી, પીડા તેની અંતર ઊંડીરે. એ ઢબ.

જીવતાં જનાં હોય મૂવા જેવો, સાસરો જેને કોઇ;
પુત્ર વહુપર જુલમ થાતાં, નજરે રહે છે જોઇ.
ખરેખર શંખની જેવો, બીજો આને કહીએ કેવોરે. ટેક૦
શંખની પુંઠે હોઠ લગાવી, જોરથી મારે ફુક;
સાસુ નણંદની ફુકથી ઉલટો, કરે છે હુંકા હુંક. ખરેખર.
સાસુ ખોટી, નણંદ ખોટી, કે ખોટી છે વહુ;
ઉપરથી જરીનાંજ તપાસે, મારવાડીનો મઉ ખરેખર.
વાંઝીઓ રહ્યો હોત કદિઆ, સાસરો ભવોભવ;
ખોટું ન થાતે ખરે ખલકમાં, એથી વધુ શું કહું. ખરેખર.

## સાક્ષાત દેવીની ટુંક સ્તુતિ

### રાગ—સગાળ શાહ શેઠનો.

જો, જો, જો, જો, દુનિયાની દેવીરે, ખરેખર જોયા જેવીરે; ટેક
ઘેર બીજાને જમવા જાયે ત્યાં, ઠાંસી ઠાંસીને ખાય;
પોતાને ઘેર ભાઇ સગાને, પાણી ટીપુ નહીં પાય. જો, જો.
લેવામાં સમજે રૂડી રીતેથી, દેવામાં સમજે છે ડામ;
ફોસલાવી કૈકને ફંદમાં નાખે, હોયે જ્યાં સુધી કામ. જો, જો.

મીઠું મીઠું અને ઘણું મધુર, બોલી કરે છે વિવેક;
કામ કર્યા પછી નાખે તરછોડી, ઉતારી પાડી છેક. જો, જો.
ચારિત્રો એવાં એવાં કરે કે ભલા ભલા ભૂલ ખાય;
ઘોરમાં ઘાલી વાળી દે માટી કે, કદી બેઠા નવ થાય. જો, જો.
વાતમાં ખોટી, બોલમાં ખોટી, રંગે ખોટી અદભુત;
આપે સારી થવા અન્યને માથે, મના જેવાં નાખે તુત. જો, જો.
નાતમાં, જાતમાં, સગાં સંબંધીમાં, ગામને કાળી કડવી ઝેર;
ડાહીની દીકરી છતા ફરે થઇ, પોળે અને ઘેર ગેર. જો, જો.
લખવા બેસું તો લાંબુ લખાએ, જેનો ન આવે પાર;
કહે છે ત્રિભુવન આવી દેવી ઘેર, પગ ન મુકો નરનાર. જો, જો,

## જાગને તું જાદવા એ કૃષ્ણ ગોવાળીઆ
### પરભાતી

આતમની શુદ્ધિ વિના, ભક્તિ નથી કંઈ કામની
માળા ભલેને ફેરવે, તુલસી તણા એ નામની. આતમની.
જાતરા જગમાં કરીએ, ફરી ફરી સહુ ધામની;
નદીઓ માહે નહાય આખા, જોઈ મોટા ગામની. આતમની.
ટીલાં કરે ટપકાં કરે, વાંકી આડ આમથી આમની.
ધ્યાન વીણ સ્તુતિ કરે, બગડા સમી તે રામની. આતમની.
તપ કરે વળી જપ કરે પણ ઘડી તજે ના ભામીની;
લોભ લાલચ મોહ ન મુકે, દુગ્ધા તજે ના દામની. આતમની.
મોક્ષમાં હોય મ્હાલવું તો, આતમની શુદ્ધિ કરો;
કે, ત્રિભુવન ત્રિકમજીનું; ધ્યાન જઇ જઇને ધરો. આતમની.

---

ત્રિકમ એટલે જન્મ નહિ (૨) જરા નહી (૩) મરણ નહી તેને ત્રિકમજી કહું છું.

## કલ્યાણ શું કરવાથી થાય.

### રાગ—બીગરી કોન સુધારે નાથ. બિગ.

કલ્યાણ કરવું હોય તેમણે, ભજન ભાતરમાં કરવું રે;
વાસ વસી એકાંત જગ્યોએ, ધ્યાન અંતરમાં ધરવું રે. કલ્યાણ.
ભાવ ઘણાથી ભજનો ગાવાં, અન્ય નહી ઉચરવું રે:
ધ્યાન ધરીને ઉઠયા પછી તો, એજ સ્થિતિએ ફરવું રે. કલ્યાણ.
કડું વચન નહી કોને કેહેવું, પાપ થકી બહુ ડરવું રે.
લોભ લાલચને મોહ માયાના, વરમાં બહુ નહી ધરવું રે. કલ્યાણ.
કામ, ક્રોધથી વેગળા વસવું. કપટ થકી થર થરવું રે.
આત્મ તત્વનું રૂપ ઓળખવા, શોધન જબરૂં કરવું રે; કલ્યાણ.
સંતોષ સાથે આનંદ રાખી, રટન કરતા ફરવુંરે.
કે, છે ત્રિભુવન સફળ થયો તો, ટળશે જનવું મરવું રે. કલ્યાણ.

## આત્માની તપાસ કરવા બાબત.

### રાગ પરભાતી ૧ લીનો.

હું માનવી અંતર વિષે, તું દેખ ઊંડો ઉતરી,
કોણ છો ! કોણે બનાવ્યો, કરને તેની ખાતરી. હું.
બનાવવો શાને પડયો, જરૂર તારી શું હતી;
રૂપ ધરાવી ફેરવે છે, આ બધી કોની કૃતિ. હું.
જળ રથબોને વ્યોમમાં, હપતા વડે ફરતો કરે;
અણ ધાર્યો વળી મર્ણ પામી, અણ ધાર્યો જનમ ધરે. હું.
શા થકી આ થાય છે તે, બહુ બહુ વિચારે જે;
વિચારથી માલમ પડે તે, ઘડી ઘડી સંભાર જે. હું.
ૐ શબ્દજ એકની જો, ખાતરી તુજ થાય તો,
મગર જેમ પકડ તેને, નહી બીજાને ચાહજો. હું.

# તારૂં કશુંએ નથી.

## પરભાતી.

રાજ ન મળે તાહરૂંને, ગાદી ન મળે તાહરી;
મારૂં મારૂં ક્યાં કરી, કરતો ફરે છે લાયરી. રાજ.
ધન તે તારૂં નથી ને, દોલત પણ તારી નથી;
સગાં તે તારાં નથી તું, સિદને મરછો મથી. રાજ.
ગર્ભ માંહે શુભ રીતે, પેસીને કાયા ધરી;
તે નથી પણ તાહરી, એ વાત કહું છું આખરી. રાજ.
મારૂં કરી જે માનતા, બહુ પ્રેમથી જે ઉરમાં;
મુકી ગયા અહીં આગળે, લઇ નથી ગયા એ હજુરમાં રાજ
ચક્ર વરતી ભુપનું જો, આખરે કો ના થયું;
એકલાઓ તે ગયાને, અહીંનું તેતો અહી રહ્યું. રાજ.
મારૂં કરવું હોય તારે, તો સ્વરગ તારૂં થશે;
કે, ત્રિભુવન સદ્કરણીએ, જે કદિ નહિ દૂર જશે. રાજ.
સ્વરગ વિના કોઇ બિજું, માનવી મનથી તું ધારમાં,
કે ત્રિભુવન ફરિ ફરિને, ખાલી ફાંફાં મારમાં રાજ.

આકાશ તુટે, પાતાળ ફાટે, મેરૂ જેવા પાહાડ ડોલાય, પૃથ્વી રસાતાળ જાય એવા ભયંકર ક્રોધના નાદથી અને શ્રાપના અપ-શબ્દોના ધોધમાર વરસાદથી ભાભીની આંખમાં આંસુઓ વરસાવતી નણંદો ગાય લેખાય છે અને દાવાનળ સમાન દુઃખ સહન કરનાર વહુ, જેની ઉમ્મર પંદર વીસ વરસની અંદરની હોય સાસુ, સસરા અને નણંદોની આગ્ના પ્રેમભાવથી ઉઠાવતી હોય; તેના ઉપર સાસુ, સસરા અને નણદનો દયાનો છાંટો નહીં તે વહુને ભેંસ કહેવી, બકરી કહેવા વાઘણ કે સિંહણ કહેવી; ઓ પ્રભુ તારી અકળ ગતિ છે.

મોટા મોટા જ્ઞાની પુરૂષોની ગણનામાં ખપતા પુરૂષો કેવી ભુલો કરે છે. ગવાડી કોને કહેવી અને ગાય કોને કહેવી ? તે પણ ઓળખી શકતા નથી. ઠીક પ્રભુ જેવી તારી ઇચ્છા. પ્રભુ આવી લીલા આરોપી તેમનામાં દયાની પ્રેરણા કરો.

### રામગ્રી.

પાપના પુરારે ઊંડાં કોતરો, દયા દાન વડે ભાઇ;
મુક્તિ તણાંરે જેથી બારણાં, આપોઆપ ખુલી જાઇ. પાપના.
ઉરમાં દયાના ટોપલા, દાન અભયથી ભરજો;
દાન સુપાત્રને આપવા, લાંબા લાંબા કર કરજો. પાપના.
ભક્તિ મારગ નવ ભૂલશો, ભલે ગમે તેમ થાએ;
સદ્‌ગુણને નવ છોડશો, કહિ કોટીએ દપાએ. પાપના.
કોતર પુરાશે પાપનાં, એવા ઇલાજો કરતા;
ફેરા અટકશે જીવના, લાખ ચોરાસી ફરતા. પાપના.

## ભક્તિ માટે ચેતવણી.

### રામગ્રી.

ચેતવું હોય તે ચેતજો, સહુ નર અને નારી;
આયુષ ઓછી થાય છે, રોજે રોજ તમારી. ચે. ૧
વણરે તેડયું વણ નોતરે, મોત આવશે છાનું;
વૃદ્ધ યુવક તે નહિં ગણે, તેમ નહિ ગણે નાનું. ચે. ૨
ગયો રે વખત નહીં આવશે, ક્રોડ ઉપાય કરતાં;
ભક્તિ વિનારે જાતાં આખરે, બહુ પસ્તાશો મરતાં. ચે. ૩
ફરતાં ફરતાં રે સુતાં બેસતાં, કોઇ સાજા કે માંદા;
ખબર વિના એ ઉપાડશે, જો જો યમરાજ દાદા. ચે. ૪

કાશા માયા કે કોઇ પણ, નહિં લેવા દે હાથે,
કરણી કરેલી જે હશે, થાશે વણુ તેઠી સાથે. ચે. ૫
ભક્તિ કરીશ જો ભાવથી, મુક્તિપદ તો તો મળશે;
ફેરા ચોરાશી સિરથી, તારે ફરવાના ટળશે. ચે ૬
ભરૂંસો ઘડીનો નાં કરે, કાયમ રેહેવાનું ધારી;
નહિં ચેતો તો જાણુજો, ગયા જીંદગી હારી. ચે. ૭
મિથ્યા જગત, સત્ય ઇશને, ધારી ભક્તિ કરે છે;
સાગર ભવનો તે જનો, રહેલી રીતે તરે છે. ચે. ૮
મમતા તજી સમતા ગ્રહો, ગ્રહો દયા ને ભક્તિ;
કે, છે ત્રિભુવન સર્વને, લેવા મોંઘા મુલી મૂક્તિ. ચે. ૯

## સામગ્રી.

સહુ સહુનાં લઇ આવીઆં, જાણો નસીબને સાથે;
ઉપકાર કર્યાનું ના કહો, કોઇ અભિમાન હાથે. સહુ૦
લગીરે નસીબે જો હશે, તોજ મદદ સહુ કરશે;
નહીં તો દેશે બાકી પૂંઠનો, અવળાં મોં કરી ફરશે. સહુ૦
નસીબમાં હોએ તે બને, વિના પાંદડું ના ફરકે;
વારૂણ, વાઘ વળી સિંહ તે, સહુ મારે તે થરકે. સહુ૦
હાનિ, જસ અપજસ મર્ણને, જન્મ નસીબથી થાએ·
કે છે ત્રિભુવન ટુંકમાં, ખાલી નવ મલકાએ. સહુ૦

# મોક્ષમાં જવા માટે કેવું વર્તન રાખવું.

## પરભાની.

કોઇની પણ અહી નથી થઇ, અમ્મર જો જો જીંદગી.
માટે જગતને મિથ્યા સમજી, બહુએ કરજો બંદગી. કોઇ. ૧
[1]મરડને સહુ [2]ઠરડ તજજો, તજજો મોટા [3]માનને;
[4]પ્રપંચને [5]પાખંડ તજજો, ગ્રહ ગ્રહી ગ્રહી જ્ઞાનને. કોઇ. ૨

[૬]મમત તજજો મન થકીને, [૭]લાલચોને પરહરો;
[૮]કુડ, [૯]કપટ કરી વેગળાને, દીલ દયાને સંઘરો. કોધ. ૩
[૧૦]ઇરષાને આંખ માહે, પણ ન દેશો પેસવા;
[૧૧]મદને મનથી નાબુત કરજો, ઠામ ઠરીને બેસવા. કોધ. ૪
[૧૨]ખટપટોથી દૂર ખસજો, [૧૩]ખોદણી સરવે તજી;
[૧૪]શોકનો તો નાશ કરજો, પ્રભુ પ્રભુ મુખથી ભજી. કોધ. ૫
[૧૫]કામને વળી [૧૬]ક્રોધનાં તો, નામ ભૂતળ ભારજો;
સંતોષ રાખી સર્વ વાતે, આનંદ ઉર ઉભરાવજો. કોધ. ૬
[૧૭]કંકાસને કજીયા તણાં બી, કયાંય પણ નવ વાવશો;
[૧૮]અળખામણા થઇ કોઇની જો, [૨૦]આંખમાં નવ આવશો. કોધ. ૭
[૨૧]શબ્દ બાણે હૃદય ભેદી, દુઃખ કો દેશો નહીં;
[૨૨]વ્યથા કરીને કોઇને જો, હાય પણ લેશો નહીં. કોધ. ૮
[૨૩]મોહમાં પડવું નહીં જો, લોભને વશ ના થવું;
હોય ત્રિભુવન કોઇને જો, મોક્ષમાં સિદ્ધા જવું, કોધ. ૯

## રાગ રમીએ ગુજરાતે.

ઓ વણીક અને ઓ દિજ કંઇ કંઇ વિચારો,
રીવાજ કરોને દુર બાળક હત્યારે.
બાર વરસની બાળાપણમાં, વિધવા બાઇઓ થાએરે.
વણુવર તેની ઉંમર આખી, કો કઈ રીતે જાએ,
કંઇ કંઈ વિચારો, રીવાજ કરોને દૂર બાળક હત્યારો. ॥ટેક॥

મહેનત મજુરી ઉત્તમ જાણી, પરઘર જય નવ થાએરે;
પાળક પોષક હોય ન કોઈએ, પછી રહે કયાં કયાં ખાએરે. કઈકઈ
યુવકપણુંનું એવું જીવન, ભોગવિલાસો જોઇએરે;
સગવડ પડતાં લે છે શોધી, ઘરમાં બિજે કોઇએ. કંઇકંઇ

ભોગવિલાસ તણા પરભાવે, ગરભ ધરે છે આછરે;
સિદ્ધિ સુવાવડ કરતાં તેની, આબરૂ જગમાં જાએ. કંઇકંઇ
આબરૂ ખાતર ગરભ ગીરાવા, ઇલાજ કરે છે એવારે;
જીવતાં બાળક જનમાવીને, મારી નાખે તેવા. કંઇકંઇ

કેક બૈરી તો એ ચાર મહિને, કાચા ગરભો પાડેરે;
અધુરે મહિને જન્મ ધરાવી, ખોચી ઘાલે ખાડે. કંઇકંઇ
પુનરલગ્નથી આબરૂ જાએ, એવું તન મન માનોરે;
ગર્ભપાતથી રહે આબરૂં ? જવાપ દીઓને આનો. કંઇકંઇ

અક્કલ પ્રભુએ તમને આપી, જો હોય ભેજા માંહીરે;
એમાં આબરૂ સેમાં જાએ, જવાબ દેજો આંહી. કંઇકંઇ
પરઘર થાએ, ગર્ભપાત તો, નિંદા આપણ કરીએરે;
આપણા ઘરમાં એવું થાતાં, કેમ કહો ઉગરીએ. કંઇકંઇ

ઘણા જણાની બેન દીકરીઓ, અવર જાતની સાથેરે;
વહેલી ઉઠી જાએ નાસી, પરદેશ અડધી રાતે. કંઇકંઇ
ધણી છતાં પણ ધણી કરે છે, કઇક ઘરોની બાઇરે;
તો પછી વિધવા ધણી વિણ ઘરમાં, કઇ રીતે જળવાઇ. કંઇકંઇ

અનેક વિપત્તિઓ અને આપતિઓ, નર નજરેથી દેખોરે;
પુનરલગ્નની છુટ આપતાં, બાધ કયાંય ન પેખો. કંઇકંઇ
ભરણ પોષણ કરવાના સાંસા, વિધવા માટે પાડોરે;
નાતરૂં કરી સંભાળે તેનું, પગ દો છો ત્યાં આડો. કંઇકંઇ

પુનર લગનનું બંધન જબરૂં, પકડી રાખી ખોટુંરે;
દારૂણ દુઃખ દેવા સેહેવામાં, કુળ ગણો છો મોટું. કંઇકંઇ
હલકાં કામો હજાર કરતાં, તેમાં લાજ ન જાએરે;
પુનરલગ્નમાં બટ્ટો બેસે, કહો—તે—કયાનો ન્યાએ. કંઇકંઇ

ઉંડા ઉતરી અંતર માહે, બાળક હતા કેવીરે;
ઠીક લાગે તો પુનર લગનની, જોઇએ છુટી દેવી. કંઇકંઇ
પતિવ્રતાને વિધવા રેહેવું, હોય તો રેહેવા દેવીરે;
નહી રહે તેને રૂંગળાવીને, ફરજ ન પાડો એવી. કંઇકંઇ
વણુ લગનેથી નાસી જાતાં, આંખો ચોળી રોછોરે;
ખુલ્લી રીતે બહુ ખુશીથી, થાય ત્યાંના શું કહો છો. કંઇકંઇ
વ્યભિચારને ગર્ભપાતથી, બહુ ફજેતી થાએરે;
પુનર લગ્નથી એવી આબરૂ, જો જો નહી નહી જાએ. કંઇકંઇ
નાત કરો ભેગી સહુ સહુની, ભરો સભાઓ મોટીરે;
પુનર લગ્નની રીત કરી દો, નવા વિચારે ચોટી. કંઇકંઇ
આશિષ્ય દેશે બહુ અબળાઓ, દુઃખથી મુકિત થાતારે;
વિનતિ ગ્રહજો ત્રિભુવનની, કહે છે ઉમ્મર જાતા. કંઇકંઇ

## મુક્તિનો માર્ગ લેવામાં શું કરવું ?

### પરભાતી.

મૂળમાંથી કર્મ જો જો, જ્યાં વગી બળશે નહી;
પદ પ્રભુનું કોઇને પણ, ત્યાં લગી મળશે નહી. મૂળમાંથી૦
કર્મ હોએ બાળવાં તો, જગ આશિષ્યો મેળવો;
પરમાત્મા પીછાણવાને, આતમાને કેળવો. મૂળમાંથી૦
કેળવાશે આતમાં જો, બંદગી કરવા થકી;
ખાતરીની વાત સાચી, માનજો મનથી નકી. મૂળમાંથી૦
જીભ પરથી નામ ઘડીએ, પ્રભુતણું તજવું નહી;
સાજા અને માદા ભલે કો, કામમાં લાખો હયી. મૂળમાંથી૦
કર્મ હોએ બાળવાં તો, આ ઈલાજો આદરો;
કે' ત્રિભુવન મુકિતપદનો, માર્ગ છે એ પાધરો. મૂળમાંથી૦

# ભક્તિ કરનારે શું કરવું જોઇએ ?

## પરભાતી.

ભક્તિ કરવી હોય તેઓ, આર સહુ ઓછો કરો;
સ્વાદ હોયે જીભના તે, શોખના સહુ પર હરો. ભક્તિ૦

નિરજનો સ્થળ હોય ત્યારે, વાસ એકાંતે વસો;
ઉંઘ આળસ અન્ય વિચારો, આવતાં દૂરે ખસો. ભક્તિ૦

શાંત ચિત્તે આંખ મીંચી, અંતર ઊંડા ઉતરો;
ૐ કાર શબ્દજ એકલાનું, ચિત્તમા ચિંતવન કરો. ભક્તિ૦

કર્મનો પસ્તાવ કરતાં, માફી પ્રભુની માગજો;
નૂતન કરમો થાય તેવાં, કામ સરવે ત્યાગજો. ભક્તિ૦

મુક્તિ આપો ઇશ્વરાઓ, ધ્યાન એકજ ધારવું;
કે, ત્રિભુવન તે વિનાનું, કાંય ના સંભારવું. ભક્તિ૦

## આડા માણસ કેવા હોય.

### દોહરા.

આડા જન્મ્યા પેટથી, સદાય આડા હોય;
મૂવા પછી સમશાનમાં, સૂવે ન સિદ્ધા તોય. ૧

આડે મારગ ચાલવું, તે મન માને ઠીક;
ભલે કુવામાં ખાબકે, તોય ન બદલે રીત. ૨

વાત ચિતને બોલમાં, આડું ભરડે જાય;
હાની દેખે તે છતાં, ધરાર નાં બદલાય. ૩

કામ કરે તે જેટલાં, તે પણ આડા હોય;
અટકાવ્યા અટકે નહીં, ખરાબ થાએ તોય. ૪

હઠ લીધા છોડે નહી, આડી એવી ટેવ;
કોઇ રીતે સમજે નહિં, કહે ભલેને દેવ. ૫

કેહેવા જાતાં લાભનું, આખા કરડી ખાય;
લગીર રેહેવા નાં દીએ, કોઇ હાથ કે પાય. ૬

ખાએ પણ એ મૂખથી, સહુથી જુદી રીત;
લઘુ શંકા તેવી કરે, જો જો આડા નિત્ય. ૭

કોઈ વાતમાં પાંસર્યાં, નહિંજ આડા થાય;
જમનું પણ માને નહી, ભલે ઉપાડી જાય. ૮

કોઇ રાજ્યમાં નોકરો, આવા આડા હોય;
તે રાજાની આબરૂ, ધૂળથી વધતી નો'ય. ૯

ખજાનો તે ખાલી કરે, અગણીત દેવું થાય;
રૈયત પર જુલમ કરે, અને કરે અન્યાય. ૧૦

પાપો કીધાં પૂરવે, પૂરણ જેણે હોય;
જનમે આડાં છોકરાં, તે ઘરમાં સહુ કોય. ૧૧

અળગો રાખો ઇશ્વરા, જ્યાં હોય આડા જન;
સેવક છું હું આપનો, લેખક ત્રિભુવન. ૧૨

જુવે ન આડા કાયદો, જુવે ન આડા ન્યાય;
ઠોકર્યે રાખે ધોકલા, ભલે થવાની થાય. ૧૩

આડા આડું બોલતાં, જગ ગાળે જીવન;
અંકુશ ન મળે તેમને, વિભુનોય વદન. ૧૪

નહિં કાબુમાં કોઇના, આવે આડા જન;
વાઘ સિંહ કે દીપડા, થર થર ધ્રુજે અંગ. ૧૫

ગુમ ઘરોળી પેટમાં, દાખલ કીધી હોય;
તજે નહી આડાઇને, મરતાં આડા તોય. ૧૬

જેનો આડો બાપ છે, જેની આડી ભાત;
તેની પાકે સંતતિ, તેની તો શી વાત. ૧૭
આડા સાથે કાઇનાં, પાનાં પડીયાં હોય;
અઘોરં પાપ તેણે કર્યા, સમજી લેજો જોય. ૧૮
આડા સાથે કોઇને, પ્રભુ ન પાડો કામ;
કૃપા તમારી માનશે, જગના જન તમામ, ૧૯
જપવા દે નહિં જમને, દેવા દે નવ દામ;
શું બોજા હિસાબમાં, જગના જન તમામ. ૨૦
આડું બોલે વાતમાં, આડી ચાલે વાટ;
કરે વીવાનું બારમું, તેવો તેનો ઘાટ. ૨૧
શરમ ન આડા આંખમાં, તેમ નહિં જો લાજ;
જેવા તેના ગુણ છે, તેવાં તેનાં કાજ. ૨૨

## બેશરમ—કસાઈ.

### દોહરા.

આંધા, લોભી, કંકાસીયા, સ્વારથી રંડીબાજ;
શરમ ન હોએ તેમને, તેમ ન હોએ લાજ. ૧
લેવાનું એ પાંચને, બહુ ગમે છે મન;
દેવો દુંકારો ગમે, કહે છે ત્રિભુવન. ૨
લાજ શરમ જ્યાં હોય નાં ત્યાં નવ હોએ રે'મ;
દયા, ધરમ કે સત્ય ત્યાં, વસે ઉરમાં કેમ. ૩
વિવેક પણ ત્યાં હોય નાં, નોય ગતિ કે ગમ;
મહા પાપનું પુતળું, તે નરમાં નરે દમ. ૪
ધરમ નહી તે ઓળખે, નવ જાણે ભગવાન;
આંખુ આયુષ્ય જીવીને, જાતાં તે સમશાન. ૫

પ્રપંચમાં ફરતા ફરે, દિન અને એ રાત;
પાખંડ પણ તેવા કરે, ડરે ન કરતાં ઘાત. ૬
લાજ શરમ જેને નથી, સદ્‌ગુણો ત્યાં નો'ય;
હજાર હાની તેમની, સોબત કરતાં હોય. ૭
ઉપકાર ને અપકારનું, હોય ન તેને જ્ઞાન;
ન હોય તેને આબરૂ, ન હોય તેને માન. ૮
દૂર જનના જે દાખલા, દુનિયાં સૌને દે;
આવા આવા માણસો, તે જન દૂર જન છે. ૯
રંગ બહુ બદલ્યા કરે, કળા કરે છે ક્રોડ;
બેશરમાંની જગતમાં, જોતાં ન મળે જોડ. ૧૦

## તરછોટ બત્રીસી.

### દોહરા.

શરમ નથી જ્યાં આંખમાં, ત્યાં નવ હોએ લાજ;
તેથી સારૂં નવ બને, કોઇ જગતમાં કાજ. ૧
દયા નથી જ્યાં દીલમાં, વિવેક ન મળે મુખ;
તે જઈ કોનાં ટાળશે, ખરે જગતમાં દુઃખ. ૨
ખાય ન પુરૂં પેટમાં, પેટ ભરીને અન;
દાન દીએ તે દીનને, શું ખરચીને ધન ! ૩
સૂતાં ભેલે સાથ રે, જે નવ ખરચે ધન;
વરા કરી શું વાપરે, તે ઢગલાથી જન. ૪
અભડાયાને આંગળી, ભરી ન નાખે છાંટ;
આશા કરવી તેમની, ઘલકા પડવા માટ. ૫
સારૂં દેખી બળી મરે, અસથા અમથા કોઈ;
આશિષ્ય તેના મુખમાં, સારી ક્યાંથી હોય. ૬

સદા શોકમાં ગાળતા, હોય જીંદગી જેલ;
આનંદ તેને ના ગમે, અર્પણુ કરતાં દેહ. ૭
બુરૂં દેખી કોઇનું, જે જન રાજી થાય;
તેવા સાથે બેસવું, કઇ રીતે પલવાય. ૮
મૂખડેથી મિઠા ઘણા, અંદર કડવા ઝેર;
ભરૂંસો કરતાં તેમનો, મૂવા જાણજો ઢેર. ૯
સવળો મારગ ચિંધતાં, ઘરાર આડે જાય;
ફરિ નવ કહેવું તેમને, ભલે મરે અથડાય. ૧૦
આપણુ કહીએ હિતનું, છતાં ન રાખે માન;
પડવા દેવાં વાવમાં, હાથે હણવા જાન. ૧૧

ધડા વગરના માનવી, જે જે હોયે ઠામ;
મરતાં પણુ પાડો નહી, તેવા સાથે કામ. ૧૨
ઉપકાર જે જાણે નહી, માથા આપો તોય;
તેને જડવાં જુતીયાં, ખુલ્લો લમણો જોય. ૧૩

અભિમાનને દંભની, બહુ રાખે જે ધૂન;
તે પરવાર્યો જાણજો, સઘળું તેનું પુણ્ય. ૧૪
મોઢેથી બોલ્યા પછી, જે નવ પાળે બોલ;
ગરધવણીના સુતનો, તેનો કરવો તોલ. ૧૫

એક આંખે હોય દેખતા, કળા કરે તે ખુબ;
અણુધાર્યો તે ઝીકલે, કટ્ટુ કરીને ધુબ. ૧૬
ખટપટીયાની વાત પર, બહુ આપે જે ધ્યાન;
જાય જગતમાં આબરૂ, મળે ન ક્યાંયે માન. ૧૭
ખટપટીયાના દોરવ્યા, જે જગમાં દોરાય;
અણુધારી તે આફતે, ઘણા ઘણા ઘેરાય. ૧૮

ખોટા જનની વાતમાં, મોં, માથું નવ હોય;
ફાવે તેવું રાંપલે, આડે વગડે ઓય. ૧૯
ધર્મ શબ્દ જાણે નહી, ત્યાં ભકિત શું હોય;
પ્રભુને તે શું ઓળખે, આ જીંદગીમાં ઓય. ૨૦
અવળા જન્મ્યા હોય છે, જેહ જનમતી વાર;
તે સવળા થાવે નહી, જાય ભલે અવતાર. ૨૧
આલમમાં અળખામણા, જનમે ત્યાંથી હોય;
મરતાં પ્રીતિ કોઇની, નહીં મેળવે ઓય. ૨૨
જેવી જેની જાત છે, તેવા તેના ગુણ;
ગળ્યા થાયનાં લાડવા, મણ નાખેથી લુણ. ૨૩
ગુણ જોઇને વાપરો, તો દે તે મિઠાશ;
અંધારામાં જેમ દે, દીવો તેમ પ્રકાશ. ૨૪
કડવે કડવે ફેર છે, મીઠે મીઠે ફેર,
એક મિઠું લે જીંદગી, કડવું દે બહુ લ્હેર. ૨૫
ખાતા જાએ ખંતથી, અને ખોદતા જાય;
પાછળ બહુ નિંદા કરે, મુખડે ગાણા ગાય. ૨૬
આપો તો સારા કહે, કામ કરે કે ઠીક;
નવ આપે ભૂંડા કહે, એજ નિચની રીત. ૨૭
સ્વારથ હોયે ત્યાં લગી, કહે બાપને ભાઇ;
પછીથી કે નવ આવશો, વણ બોલાવ્યા આંય. ૨૮
સ્વારથ હોએ તેમને, નહી શરમ કે લાજ;
દયા, ધરમને સત્યનો, ત્યાં હોયે સે નાજ. ૨૯
સ્વારથી હોએ તેમને, નહિં ભક્તિ કે ટેક;
તે સમજેલા હોય છે, ફક્ત વાત જો એક. ૩૦

જેનાં ઝેરી મૂળીયાં, જેની ઝેરી વેલ;
અમૃત ફળ પાક્યાં નથી, ત્યાં કોઇએ દીઠેલ. ૩૧
જેનાં મિઠાં મૂળીયાં, જેની મિઠી વેલ;
કડવા ફળ પાક્યા નથી, ત્યાં કોઇએ દીઠેલ. ૩૨

---

## સ્વમાન માટે.

### એકત્રીશા સવૈયા.

તીરસ્કારનું પાત્ર થવાનો, વખત બરાબર જો જોતાં;
પસંદ કરી લેવું મરવા તું, ત્યાં ઘડીભર નવ શોભાતા;
તીરસકાર થાવાની સાથે, મસ્કરી પણ સાથે થાએ;
લાજ શરમ જો હોએ લક્ષણે, ત્યાં ઘડી ભર નવ શોભાએ. ૧
દૂર દેશાવરમાં જઇ વસવું, દુઃખ અનેકે નાં ડરવું;
સ્વમાનનું રક્ષણ નવ થાએ, ત્યાં ડગ મરતાં નવ ભરવું;
ભલે માગવી ભીખ પડે તો, તે પણ સુખ માગી લેવી;
સ્વમાનની મમતા જીગરથી, નવ ઓછી થાવા દેવી. ૨

## મમત, ગર્વ અને માન શા માટે તજવું.

### દોહરો.

મમત તજીદો માનવી, તજો ગર્વ ને માન;
કાગમનું કોને નથી, મળ્યું લોકમાં સ્થાન.

---

ૐ હરિ.

# મારા સંક્ષિપ્ત ધર્મ વિચાર:

(૧) ધર્મ એટલે-આત્માએ મુક્તિ મેળવવા યાને પરમ કૃપાળુ પરમેશ્વરના પદને પામવું તે. ધર્મ શબ્દને કેટલા એક એવી રીતે વાપરે છે કે, બ્રાહ્મણે ભીખ માંગવી તે તેનો ધર્મ, વાણીયાએ વેપાર કરવો તે તેનો ધર્મ, કૃષિકારે ખેતી કરવી તે તેનો ધર્મ, કસાઇ લોકોએ હિંસા કરવી તે તેનો ધર્મ, રાજાએ પ્રજાનું રક્ષણ કરવું તે તેનો ધર્મ. આ ધર્મ શબ્દને આવી રીતે વાપરવો એ અજ્ઞાનતા હું સમજું છું. ધર્મ શબ્દ નો ખરો અર્થ માત્ર એજ છે કે, આત્માએ પરમ કૃપાળુ પરમાત્માના પદને પામી મુક્તિ મેળવવા જે જે ક્રિયા કરવી, તેજ ધર્મ કહેવાય છે.

(૨) આત્માની મુક્તિ મેળવવા યાને પરમકૃપાળુ પરમેશ્વરના પદને પામવા માટે દરેકે દરેકને ઇચ્છા હોય છે અને તેને માટે અનેક રસ્તે મથન કરી રહ્યા છે. પરંતુ કોઈ કયે રસ્તે મથન કરે છે અને કોઇ કયે રસ્તે મથન કરે છે. જેમ આંધળા માણસો ફાંફાં મારતા ચાલે છે તેમ દરેક જણ ફાંફાં મારે છે. ખરો ધર્મ કયો, સાદો, સેહેલો, સરલ, સગવડવાળો અને સસ્તો રસ્તો કયો છે તે કોઇ નક્કી કરી. શકયું હોય એમ મને નથી લાગતું. શાસ્ત્રો અનેક અને જૂદે જૂદા મતનાં છે કોઇ કહે છે આમ કરો અને કોઇ કહે છે તેમ કરો. કોઈ કહે છે આ ધર્મ પાળો અને કોઇ કહે છે આ ધર્મ પાળો, કોઇ કહે આ ધર્મ સાચો અને કોઈ કહે આ ધર્મ સાચો. આવી રીતે મુક્તિ મેળવવાના કામમાં પણ અનેક જાતની ગડમથલ ચાલી રહી છે. આ ગડમથલ તરફ વિચાર કરતાં દરેક

ધર્મની બાબતમાં મને તો શંકા પેદા થાય છે કે ખરો ધર્મ કયો ? કોઇ ખરા ધર્મનો નિર્ણય બતાવી શકયાજ નથી. એવું લાગે છે. બીજી બાજુ વિચાર કરૂં છું તો દરેક ધર્મનાં તત્વો અને સિદ્ધાંતો ઘણે ભાગે એકજ છે અને તે એજ કે, પ્રભુની બંદગી કરવી, દયા, દાન, ભક્તિ, ક્ષમા, પરોપકાર, સત્ય બોલવું, નીતિનું પાલન કરવું. આ તત્વો દરેક ધર્મમાં સિદ્ધાંત રૂપે હોય છે. છતાં ધર્મના વાડા જૂદે જૂદા કરી નાંખ્યા છે અને ભક્તિ કરવામાં મોટા ગુચવાડા પેદા કરી દીધા છે. મારો મત એ છે કે, જયારે ધર્મનાં સિદ્ધાંતો એક છે ત્યારે મતમતાંતરો શા માટે હોવાં જોઇએ ; એકજ ધર્મ પાળવો જોઇએ અને મુક્તિ મેળવવી જોઇએ. આપણે ધર્મમાં મુક્તિ મેળવવાનાં તત્વોજ જોવાનાં છે.

(૩) મુક્તિ મેળવવા શરૂઆત શી રીતે કરવી ? તેના જવાબમાં કહું છું કે:—

આ દુનિયાં ઉપર આપણી અજ્ઞાનતાથી લોભ, લાલચ, મોહ, માયામાં આપણા તમામ વિચારો અહોનિંશ પથરાએલા અને આગળ વધતાં જાય છે તે વિચારોને આગળ વધતા અટકાવી પથરાએલા વિચારને સમેટી લઇ (સંકેલી) આપણે કોણ છઇએ ? કયાંથી આવ્યા ? કેમ આવ્યા ? હું કોણ છું ? મને ઉત્પન્ન કોણે કીધો ? શા માટે કીધો ? હું મરી જઇશ ? મરી જઇશ ત્યારે મરીને કયાં જઇશ ! મારૂં કોણ છે ? જન્મ મર્ણ શા માટે થાય છે ? સુખ દુઃખ કેમ થાય છે ? કોઇ વખત દુઃખ ન થાય એવો કોઇ રસ્તો છે ખરો કે નહી ? છે તો કયો રસ્તો છે. એવીજ બાબતનો તપાસ કરવામાં આપણા વિચારોને પાથરી આગળ વધારવા જોઇએ. તેવા વિચારોથીજ મુક્તિ મેળવવાની શરૂઆત થઇ શકે છે.

(૪) મુક્તિ મેળવવા શું કરવું? ઉપર કહી ગયો છું તે પ્રમાણે આપણા વિચારોને સમેટી લઇ ભક્તિ અને બંદગી કરવી. બંદગી કઇ રીતે કરવી? આપણા આત્માને જોવાની શક્તિ મેળવવા ધ્યાન ધરવા શિખવું જોઇએ. ધ્યાન કેવી રીતે ધરવું? એકાગ્રતાથી એકાગ્રતા કેવી રીતે થાય? બહારના વિચારોને જતા આવતા અટકાવી દેવા અને શરીર માંહે ચાલતા શ્વર ઉપર ધ્યાન મજબુત રીતે ચોટાડી દેવું. શ્વાસને અંદર લેતાં ૐ અને બહાર કાઢતા સોહમ્ શબ્દનો ઉચ્ચાર શ્વાસમાંજ થવો જોઇએ અને શ્વાસ કઇ જગોએથી ખેંચવામાં આવે છે તેમજ બહાર કાઢવામાં આવે છે તે મુળ પાસે ધ્યાન રાખવું. આવી રીતે ક્રિયા કરતાં ધ્યાન એક થાય છે અને એકાગ્રતા એજ કહેવાય છે.

(૫) એકાગ્રતાથી બંદગી કરવામાં શું લાભ છે? આત્મા કોણ છે તેની ઓળખાણ થાય છે? આત્મા જાણી અને જોઇ શકાય છે. તે આત્મા પરમાત્માનું એક કિરણ છે એ કિરણને પરમાત્મા સાથે જોડી દીધાથીજ મુક્તિ છે. જેમ સમુદ્રમાં એક ટીપું પાણી નાખીએ અને સમુદ્રના પાણીમાં તે મળી જાય છે તેવી રીતે આત્મા પરમાત્માના રૂપ સાથે મળી જાય છે. આનું નામ મુક્તિ.

(૬) હમેશાં બંદગી કરવાનું કારણ એજ છે કે, હમેશાં બંદગી કરવાથી આપણી મનોવૃતિ બહુ બળવાન થવાને લીધે બીજે કોઇ રસ્તે જઇ શક્તિ નથી. ફક્ત તે પરમાત્મામાંજ ઓતપ્રોત થઈ જાય છે. જયાં સુધી બીજે વૃત્તિ રોકાયલી કે ચોટેલી હોય ત્યાં સુધી મુક્તિ મેળવી શકાતીજ નથી બીજે વૃત્તિઓ પાથરીને આગળ વધતા જવું અને બંદગી કરવી; એ તો બંદગી નહી પણ એક જાતનો ઢોંગ કરી નકામો વખત ગમાડવા જેવું છે. આવી ભક્તિથી મુક્તિ કદી કોઇને મળતીજ નથી.

(૭) ભક્તિ એક એવું તત્વ છે કે, ભક્તિ કરવાથી આપણા-માંથી દરેક દુર્ગુણ અને બદી ચાલી જાય છે અને તમામ સદ્‌ગુણોની ભરતી થાય છે. આ સદ્‌ગુણોથી આપણા આત્માના અંદર એટલો બધો આનંદ પ્રકટી નીકળે છે કે જેનું વર્ણન આપવું અશકય છે. એ આનંદની લીજ્જત તો અનુભવીઓજ જાણી શકે છે અને તે જાણનારાજ સંસાર છોડી દઇ. તુહી ?? તુહી ?? કરતા ચાલી નીકળ્યા છે. અને છેવટે તેજ મુક્તિ મેળવી શકયા છે. આવા મહાન પુરૂષોને કોઇ ધરમના ખણખોદ હોતી નથી તેમ ભેદ ભરમ પણ હોતો નથી. આમ થવાનું કારણ ભક્તિથી ખીલવેલી આત્મીક શક્તિ અને સદ્‌ગુણોજ છે.

(૮) ખરા ભકતો ભક્તિની ખીલવેલી શક્તિથી પોતાના આત્માને જોઇ અને જાણી શકે છે એટલુંજ નહિં પણ પરત્માના સ્વરૂપને જોઇ અને જાણી શકે છે આવી શક્તિ દરેક મનુષ્યમાં છે. જો પોતાના વિચારોને બંદગીથી અને આત્મીક શક્તિથી ખીલવે તો તમામ લોકો જાણી શકે તેમાં નવાઇ જેવું નથી.

(૯) મનુષ્યોએ બંદગી કરવા બેસતા પહેલાં નાહાવું જોઇએ તેવો દરેક માણુસ જાણે અને સમજે છે પરંતુ શા માટે નાહાય છે તે વો થોડાજ સમજતા હશે. ફક્ત એટલુંજ સમજે છે કે, નાહાવાથી પવિત્ર થવાય અને શરીર ચોખ્ખું થાય એમજ સમજે છે. આ વાત ખરી છે. પણ મુખ્ય મુદ્દાની વાત તેના જાણવામાંજ હોતી નથી. માટે અહીં તે વાતમાં ઉમેરો કરવા લખું છું કે, નાહા-વાથી શરીર ઠંડુ પડે છે અને જ્યારે શરીર પણ ઠંડુ પડે છે ત્યારે મન પણ ઠંડુ પડે છે. મન ઠંડુ પડયું એટલે જે રીતે ભક્તિ કરવી હોય તે રીતે શાંતિથી ભક્તિ કરી શકાય છે અને તે ભક્તિમાં

ધ્યાન રાખી શકાય. આ તો શરીર અને મન થંડુ પડયું અને જે બોલવું હોય તે બોલી ગયા તેથી ભક્તિ કરી કહેવાય નહી. ત્યારે ભક્તિ કઇ રીતે કરવી? નાહાઇને શરીરને અને મનને શાંત બનાવ્યા તે તો ઠીક પણ મુખ્ય મુદ્દાની વાત એ છે કે એકાગ્રતાથી આત્મીક શક્તિમાં મનને સેળભેળ કરી દેવું જોઇએ. તે ઉપરની ક્રિયાથી નથી થતી. તે તો પ્રાણાયમથીજ થાય છે. પ્રાણાયમની બાર ભૂમિકા છે. તે ભૂમિકાને શોધ કરવા દરેક ભૂમિકાનું જ્ઞાન સંપાદન કરી ભક્તિ કરવી જોઇએ અને એજ ભક્તિમાં મુક્તિ રહેલી જોઇ શકાય છે. પાંચ અને છઠ્ઠી ભૂમિકાથી કુદરતી ચમત્કારોનો ભાસ થાય છે અને સાતમી ભૂમિકામાં ગયેલા યોગી પોતાના આત્માને શરીરથી ગમે તે વખતે છુટો પાડી ગમે ત્યાં ફરિ આવી જેને જેને જોવું જાણવું કે મળવું હોય તેને મળી પાછો શરીરમાં દાખલ કરી શકે છે. આનું નામ ભક્તિ કહેવાય છે. તે સિવાય ભક્તિ સમજ્યા વગરની નિષ્ફળ વખત ગાળવા જેવી છે અને નાહાવું .તે ફક્ત બે ઘડી શરીરને સ્ફુરતી આપવા જેવું છે.

(૧૦) પ્રાણાયામનો યોગ્ય માણસ પાસેથી અનુભવ મેળવવો જોઇએ, અને નિયમો પ્રમાણેજ પ્રાણાયમ કરવા જોઇએ. જો તેમાં ફેરફાર થાય તો નુકશાન એટલે બિમારી થઈ આવે છે અને લાંબો વખત દુઃખ સહન કરવું પડે છે. માટે પ્રાણાયમ કરી મુક્તિને મારગે સમાધિને રસ્તે જેને જવું હોય તેણે યોગ્ય ગુરૂ કરવો જોઇએ.

(૧૦) નવમી કલમથી મને સવાલો થશે અને ઘણા પુછશે. એમ હું ધારૂં છું એટલે તે બાબતનો ખુલાસો કરવો ઠીક ધારી ખુલાસો કરૂં છું કે, હું ગુરૂ થવાને બિલકુલ લાયક નથી, તેમજ માહરે જે ભૂમિકા સુધી પોહોંચવું છે ત્યાં સુધી ઘણી મહેનત,

અંત અને કાળજી છતાં પોહોંચી શકયો નથી. હજી અધવચે લટકી રહેલા જેવી મારી સ્થિતિ છે અને કયારે આગળ વધી શકીશ તેની અટકળ બાંધી શકતો નથી. જે ભૂમિકા છ મહિનામાં સાધિ શકાય તેમાં ત્રણ વર્ષથી ગોથાં ખાઉં છું. પ્રભુ મને સાહાય કરી આગળ વધવાને મદદ આપે.

હું જે રીતે અભ્યાસ કરૂં છું તે રીતે અભ્યાસ કરનાર ઘણા આગળ વધેલા હશે પરંતુ મારા જોવા જાણવામાં નહી હોવાથી તેમનો લાભ લઇ શકાયો નથી. સાતમી ભુમિકા સુધીની હકીકત જાણી શકયો છું પણ અનુભવી શકયો નથી તે દરજ્જે પહોંચવાનું કામ ઘણું અઘરૂ, વિકટ અને મુશ્કેલીવાળુ મને થઇ પડયું છે. આવી બાબતો સંબંધી શિક્ષણ આપવું, વાતો કરવી, મળવું તેમાં મારા કાર્યમાં અગવડ ઉભી થાય માટે વિનંતિ કરવી પડે છે કે આપે તકલીફ લેવી નહી અને મને દેવી નહી.

(૧૧) આવી રીતે ભકિત કરવાની જેને ઇચ્છા હોય અને મને મળવાની ઇચ્છા હોય તો તેને એટલુંજ કહું છું કે, તમોને પુસ્તકોનો અભ્યાસ કરવા માટે પુસ્તકોનાં નામ બતાવીશ. કહેશોતો મંગાવી આપીશ અને તેમાંથી જોઇએ તેટલું જ્ઞાન મેળવી શકશો અને તમારૂંજ પોતાનુંજ કામ છે. આ અભ્યાસ બચાંની રમત જેવો નથી પણ લોઢાના ચણા ચાવવા જેવો છે મારા કહેવાથી સોબસો માણસોએ પુસ્તકો મંગાવ્યાં, કોઇએ છ માસ અભ્યાસ કર્યો કોઇએ બાર માસ કર્યો અને છેવટે પુસ્તકને ઠેકાણે અને બાઇ બાઇને ઠેકાણે આવી રીતે આરંભ શુરા થઇ નકામા દસબાર રૂપીઆ બગાડવાં નહી. આ વાત એવી છે કે જેને મુકિત મેળવવાની લેહ લાગી હોય તેનુંજ આ કામ છે, બૈરી, છોકરાં, પૈસા અને વૈભવમાં

લેહ લાગી હોય તેનું તો કામજ નથી. અને તેની બાબતમાં આપણે હાથ ઘાલવાની જરૂર નથી.

(૧૨) શરીરમાં આત્મા કયે ઠેકાણે છે, તેની ઘણા જણાને (ધર્મ ગુરૂઓને) ખબર હોતી નથી. મેં બહોળો અનુભવ કર્યો પણ સંતોષ કારક ન્યાય કોઇએ આપ્યો નથી પછી નથી મળ્યા તે જાણતા હોય તો ભલે આવા માણસો પાસેથી મુકિતને માટે જ્ઞાન ક્યાંથી મેળવી શકાય. જ્યાં પોતાના શરીરમાં રહેલા આત્માનું પોતાનેજ ભાન નથી તે પરમાત્માનું ભાન કેવી રીતે કરાવી શકે? માટે આત્મ જ્ઞાન મેળવવાનું પોતેજ સમજવાનું છે અને તે સમજ્યા પછી પરત્મા દૂરજ નથી.

(૧૩) જેમ જેમ જમાનો આગળ વધતો જાય છે તેમ કંપનીઓ વધતી જાય છે. તેવીજ રીતે બનાવટી મહાત્માઓ પૈસા કમાવા અમુક જાતનો નવોજ ધર્મ કાઢે છે અને પૈસા કમાવે છે. આવાથી દૂર રહેવામાં લાભ છે.

પૈસા મેળવવામાં જેમ અનેક યુકિતઓ વાપરનાર વાપરે છે. તેમાંના તેના જોડીઆ ભાઇઓ વગર મુડીએ પૈસા કમાવવા આવા દમામ, દેખાવ, ડોળ કરી પૈસા મેળવવા નવો ધર્મ કાઢવાને બાને પૈસા મેળવે છે જેને હું પાખંડીને નામેજ ઓળખાવું છું.

(૧૪) જુઓ ભાઇ તમારો આત્મા તમારા શરીરમાં છે, તે રૂપ વગરની એક અદભુત શકિત છે. તેમાં અપુર્વ ગુણ, જ્ઞાન બળ; તેજ અને અનંત શકિત છે. જેનુ મુખ્ય સ્થળ ડુટી અને બરડાની વચ્ચે કુંડળીમાં છે. શ્વાસ લેવા અને કાઢવાનું કામ તેજ કરે છે અને શ્વાસ લે છે અને બહાર કાઢે છે તેજ આત્મા તમારે સમજવાનો છે. મારો આ અનુભવ છે. તે કેવા રૂપ રંગનો છે તે જોઇ શકાય તેવી સહેલી રીતો ઘણી છે. હુ કહુ છું કે તે એક અપુર્વ તેજ માને રોશની વાળી એક શકિત છે.

(૧૫) આત્મા સારાં માઠાં કરેલાં કાર્યોની નોંધ લે છે અને તે તમામ કાર્યો મરતી વખતે સામાં ઉભેલાં આંખે જોઇ શકાય છે. માઠાં કૃત્ય કરનાર મરતી વખતે કમકમે છે, ધ્રુજે છે, બીહે છે અને બરાડા પાડે છે તેનું તેજ કારણ કે તેનાથી તે જોયાં જતાં નથી અને મરીને અંધકારના ભુવનમાં [નરક] જવુ પડે છે તે ખમી શકાતુ નથી. તેથી તેની તેવી ગતી થાય છે.

(૧૬) આ ચોપડીમાં કેટલીક કસાયણ જેવી સાસુ નણંદોને માટે લખ્યુ છે તે તેના ભલા થવાના માટે લખ્યું છે કારણ પોત પોતાના આવાં કૃત્યો કરતી અટકે અને વહુઓને દુઃખમાંથી સુખ આપે તો તેને વહુના આશીષ્યથી મરતી વખતે કમકમાટી ભરેલા દેખાવો જોવા ન પડે એટલા માટે લખ્યું છે છતાં ઉલટું માને તો તો તેમનાં કર્મ.

## નિરદોષ દીકરીઓને કાઢી મુકનાર કાકેસ માટે.

### રાગ—રમીએ ગુજરાતે.

પરણી પોખી ઓત્રજ પાસે, દંપતી હોએ બેઠારે;
છેડા છેડી હોય ન છોડી, હોય હજી ઘરમાં પેઠારે
અરરર ગજબ જુઓ, દારૂણ કેવા દુઃખ જોઇ જોઇને રૂવો ટેક૦
એટલા વખતમાં પતિકા સાસુ, નણંદી પાસે આવીરે
વરમાળ કાઢી વણ વાંકેથી, વહુને દેજ વળાવી. અરર.
મરતાં સુધી પાછી ન તેડે, મોઢું પણ નવ જોવેરે;
લોહીનાં આંસુ ભલે વરસાવી, વહુઓ રાતદિ રોવેરે. અરર
ભરણ પોષણમાં પાઈ ન આપે, જીવતાં સુધી વહુનેરે;
બીજી લાવે બૈરી ઘરમાં, મન ગમતી તે સહુને. અરર.
તેને તેવી રીતે તગડે, તુરતજ ખુબ હાંકેરે;
ત્રિજી પાછી તુરત લાવી, ભાઇઓ ઘરમાં ઘાલે. અરરર.

આવી રીતે ગજબ કરે છે, નિરદોષ બાળા પરણીરે;
અધમ જાતની જોઇલો સજનો, આવી માઠી કરણી. અરર.
પર દીકરીના જીવન બગાડે, દુષ્ટોજ આવી રીતરે;
જોઇ ત્રિભુવન થરથરી જાએ, જોઇ રીવાજો નિત્યે. અરર

## પ્રીતિ કેમ થાય.

### દોહરા.

પ્રીતી કરવી રહેલ છે, પળમાં પ્રીતી થાય;
નિભાવવી આખર લગી, તે બહુ કઠણ ગણાય.

## ગરજે દીકરા થાય તે દીકરા ન ગણાય.

### દોહરા.

ગરજ હોય છે ત્યાં લગી, સગા દીકરા જેમ;
આજ્ઞા પાળે આપણી, અને બતાવે પ્રેમ. ૧
પણ નવ ધારો દીકરો, દત્તક સમનો કોઈ,
ગરજ સર્યાથી જુતીયા, મારી કાઢશે લોઈ. ૨

## કોના ઉપર અંબળાય છે.

### પરભાતી.

ટરટાઇ છે, મરડાઇ છે, ટરડાઇ છે તું સીદને;
લીધેલ તે નથી છોડતો, ખોટી અરેરે જીદને. ટરડાઇ.
ટુંક વખતની જીંદગી તે, કેમ નથી વિચારતો;
હતો ન્હોતો થઇ જશે તે કેમ નથી મન ધારતો. ટરડાઇ.
મમતનું નથી મૂકતો તે, શા અરેરે કારણે,
જમ જમાઠા જો કરે છે, શ્વાસ ગણવા બારણે. ટરડાઇ.
શ્વાસની સંખ્યા તણું જો, અંત ગણતાં આવશે;
કે ત્રિભુવન રૂહ ખેંચી. જમીન પર પટકાશે. ટરડાઇ.

મારી ભુલનો ખુલાસો—

પાને ૭૯ જે ભાગાકાર છે તે ખોટો છે ખરો નીચે પ્રમાણે છે.

૭)૫૯૬૯(૮૫૨
૫૬
———
૩૬
૩૫
———
૧૯
૧૪
———
૫

પાંચ વધ્યા એટલે એક અને પાંચ વધે તો આઠ આની વરસ પાકે. એવું શ્લોક સૂચવે છે. તેથી સંવત ૧૯૮૮ની સાલ માટે અનુમાન કરવું. ખરૂં તો નિવડે ખબર પડે.

## આપ વડાઈનો નમુનો.

### દોહરા.

આખી ગાળે જીંદગી, ખાય ખાયને ખાઈ;
પોતે પાણી પાયતે, જગ આખામાં ગાઈ. ૧
માથાં આપ્યાં ના ગણે, જાન બચાવ્યા કાજ;
કાંટો કાઢયો હોય તે, કહે તજીને લાજ. ૨
લાજ કરે લાખો તણો, ગણે ન તેને કાંય;
આવકાર આપે તેમતો, બહુ માને અભિમાય. ૩

## અન્યાય જાણી જોઇને કરે તે માટે.

### દોહરા.

દુનિયાં દેખી આંખથી, કહે જેને નિરદોષ;
વણ જોએ મોટા જનો, તેને કહે સદોષ. ૧

આ મોટાનો ઓ પ્રભુ, આપ કરો ઇન્સાફ;
તેના ગુન્હા ભવો ભવ, કદિ ન કરશો માફ. ૨

જેવો તેનો ન્યાય છે, તેવો દેજો ન્યાય;
કરતા અટકે જે થકી, અવનીમાં અન્યાય. ૩

ઊંધા જાણી જોઇને, હોય કરતા અન્યાય;
જડ કાઢો આ જગતથી, જેથી થંડક થાય. ૪

વગોવાય છે રાય જો, દુઃખી રૈયત થાય;
એવા ન્યાય કરનારની, સાવ ઉપાડો (પેઢી) પાય. ૫

વખણાય જેથી ભૂપતિ, રૈયત સુખી થાય;
પોતે પણ અટકી પડે, જમની લેતા હાય. ૬

## + હુ હુ બક્ષાના હાલ હવાલ.

### દોહરા.

હુ હુ બક્ષા થાય તે, બહુ થોડાદિ માટ;
જોત જોતમાં જાય છે, વળી તેમનો દાટ. ૧.

---

+ હુ હુ બક્ષા એટલે સત્તા અને મદથી છકી ગયેલા, બ્હેકી ગયેલા, ઇશ્વર, ધર્મ, કાયદા અને રાજાને બાજુ પર મૂકી ત્રાસ વરસાવનાર.

## વણ કારણ બૈરી કાઢી મૂકી હાય લેવાથી શું થાય.

### દોહરા.

તગડી મૂકી બાયડી, વણ કારણ લે હાય;
બીજી પરણી લાવતા, નહીં છોકરાં થાય. ૧

કદિ થાય તો છોકરાં, મરશે પાછા તરત;
અનુભવ જો આ વાતને, ખરી રાખીને સરત. ૨
દેશે ઘણા લુગડાં, આ શિષ્ય લેશે કોઇ;
તેને થાશે છોકરાં, હશે તજેલી તોય. ૩

## બે બાજુ અને એક બાજુ કોણ જુવે.

### દોહરા.

ઉજળી બાજુ દેખશે, સદ્ગુણી સહુ જન;
કાળી બાજુ દેખશે, દૂરગુણી દૂરજન. ૧
બે બાજુએ દેખશે, તે તો મોટા જન;
સાર પછીથી તે ગ્રહે, કહે છે ત્રિભુવન. ૨

## દુઃખમાં ડુબતી દીકરીને બચાવવા પિતાએ શું કરવું.

### દોહરા.

બહુ સદ્ગુણી દીકરી, દુઃખે ડુબતી હોય;
જનક બચાવા તેમને, સરવસ દેજો ખોઇ. ૧.
દીકરા કરતા દીકરી, વાહલી ગણજો મન;
સ્વરગે જાશો તેમના, આશિષ્ય નેજ વચન. ૨.
એમ પ્રેમ અતિ રાખજો, આખર સુધી ઉર;
ખવરાવી ખાજો તમે, ભાવેથી ભરપુર. ૩.
આ સદ્ગુણી દીકરી, માટે મેં લખી વાત;
પ ગ્રન કરજો તેમનું, માત તાત ભલી ભાત. ૪

## દીકરાની વહુ પર સસરાએ કેવું ધ્યાન રાખવું.

### દોહરા.

બહુ સદ્ગુણી દીકરી, સમ પુત્ર વધુને આ'ય;
આશિષ્ય લેજો તેમની, સસરા આપ સહાય.

દીલ દુઃખાએ તેમનું, કરો ન એવું કામ;
અતિ આનંદમાં રાખવા, ઘડી ઘડી આપો ધ્યાન. ૨
માત તાત તજી તેમનાં, આવી આપણુ ઘેર;
અઢળક તેથી તેમના, ઉપર રાખો મ્હેર. ૩

## ભક્તિનો પ્રભાવ તથા પ્રસ્તાવિક બાબત.

હંમેશા નિયમસર ખરા અંતઃકરણથી જે જે મનુષ્ય બંદગી (ભક્તિ) કરી પોતાની માનસિક અને આત્મીક શક્તિ ખીલવે છે તે તમામ સદગુણો મેળવી પોતાના ધારેલાં દરેક કાર્યમાં વિજય મેળવી શકે છે. એટલુંજ નહીં પણ પોતાની પવિત્ર જબાનથી બીજાઓની મુશ્કેલી, નડતરો, અગવડો અને બિમારીઓ દૂર કરી શકે છે. આગળ વધીને કેહેવાને હિમ્મત કરૂં છું કે મરીને માઠી ગતિએ જતા પ્રાણીઓને બચાવી સદગતિ કરાવે છે. આ ભક્તિનો પ્રભાવ છે.

બંદગી કેવી રીતે કરવી ! આ બાબત જાણવી અતિ અગત્યની છે. ધર્મો ઘણા છે. કોઈ ધર્મમાં કંઇ કહે છે અને કોઇમાં કંઇ કહે છે તેમ કરો. હવે આપણે આમ કરવું કે તેમ કરવું. કઇ રીતે ભક્તિ કરવી ? કોના કેહેવા પ્રમાણે ચાલવું ? મારૂં કહેવું એવું છે કે, જે બાબત કરતાં વેહેમાવું કે શંકાસીલ ન થવું પડે અને ખરૂં ધર્મનું રહસ્ય શું છે તે વિચારી આપણને ખરૂં અને સારૂં લાગે તેજ ગ્રહણ કરવું; આળ પંપાળ જેવું લાગે તે ન જ કરવું. આપણો આત્મા કોણ છે, કોણે બનાવ્યો, તેની શક્તિ શું છે, તેનો ઉંડો વિચાર કરવો. પછી કુદરતનું હમેશાં અવલોકન કરવું. પેહેલાં કુદરત એટલે શું તે જાણીને નક્કી કરવું. આવા વિચારોથી અને ખીલવેલા સદગુણોથી અજ્ઞાન પ્રગટ થાય અને અજ્ઞાન જ્ઞાન થયા પછી ખરો

ધર્મનો માર્ગ હાથ લાગે તેને પકડવો અને તેજ મારગે ચાલી ઇશ્વરનો મેળાપ કરવો. આ દરજે પોચવા શક્તિમાન થઇ શકાય છે માટે તેવી રીતે બંદગી કરવી જોઇએ. બંદગી કરવાનો ખરો માર્ગ બતાવનાર, ધાર્યું કામ પાર પાડી શકાય એવો રસ્તો દેખાડનાર પુસ્તકો જોવાં હોય તો ૧. પ્રેકટીકલ સાઇકાલોજી, ૨. બંદગીનું બળ, ૩. ગુપ્ત મન શક્તિની મહાન શોધ, ૪. મોતનો ભેદ, ૫. મરજી પ્રમાણેનાં બાળકો. આ પાંચ પુસ્તકોથી જ્ઞાન મેળવો.

ગુજરી ગયેલા સાથે કેવી રીતે તેને બોલાવીને વાત કરવી, તેના ફોટા પાડવા, ચમત્કારનો સાક્ષાત્કાર કરવો. ગુજરેલાનું શું કરવાથી કલ્યાણ થાય? વિગેરે અનેક બાબતોનો અનુભવ કરી શકાય છે. આ પુસ્તકનું નામ મોતનો ભેદ છે આવો અભ્યાસ કરનારે બહુ વિચારીને અભ્યાસ કરવો એવી મારી ભલામણ છે. તેમાં મુશ્કેલીઓ તરફ ખાસ ધ્યાન રાખવું. છોકરાંની રમત જેવી આ બાબત નથી. આ બાબત જાણ્યા પછી મદારીની પેઠે કોઇએ તેનો ખેલ કે પ્રયોગ ન કરવો પોતાને જાણવા પુરતું કામ કરવું એવી મારી આગ્રહ પુર્વક ભલામણ છે.

## નવા આંક સંબંધી ખુલાસો.

આ પ્રેસમાં આંક છાપવાની જોગવાઈ નહી હોવાથી નવા આંક છપાવ્યા નથી.

## છુટક શિખામણ.

૧ જીવતા છતાં મૂવેલો કોણ? ઇશ્વર જેવી એક મહાન શક્તિ સાથે મેળાપ કરવાની જે સારી કરણી નથી કરતો તે તથા સત્યને સમજે છે છતાં અસત્ય તરફ જુવે છે તે.

૨ હૈયાંનો ફુટેલો કોણ ? મરતી વખતે સારી કરણી સિવાય કંઇ લઇ જવાનું નથી. એમ સમજયા છતાં લલુપતાથી મોહમાં વધારે ફસાવાનાં પ્રયત્નો કરે છે તે.

૩ હાથનો કપાઇ ગયેલો કોણ ? ધનાઢ્ય છતાં દાન કે સખાવત કરતો નથી તે.

૪ કાનનો ફુટેલો કોણ ? સત્ય વાતો સાંભળતો નથી, ખોટી વાતો ગ્રહણ કરે છે તે.

૫ જીભ કોની કપાયેલી ગણવી ? ઈશ્વરનું ગાન કરતો નથી તેમજ સારા કામમાં પોતાના વિચારો દરસાવતો નથી તેની.

૬ ખરો ઘાતકી કોણ ? નિરદોષને જાણી જોઇને વિના કારણે દુ:ખ દઇ ખુશી થનાર.

૭ મહા ચંડાળ કોણ ? બુરા કામો કરતાં અચકાતો નથી તે, અને કહેવા છતાં અટકતો નથી તે. તેમજ દયામાં સમજતો નથી તે વળી જીવ લેવા પછી પણ સગડ છોડતો નથી તે ખોટાં આળ ચડાવે તે.

૮ ખરો હડકાયો કૂતરો કોણ ? રસ્તે ચાલનારને અપમાને તે, તથા ભલા ભુંડાનો ખરો ખ્યાલ કર્યા વિના, સાચું ખોટું તપાસ્યા સિવાય સઘળાને બચકાં ( વડચકાં ) ભરે છે તે.

૯ બડો બેકુફ કોણ ? વગર પુછે બીજાની વાતમાં અને કામમાં હાથ ઘાલી ગડબડ કરે અને કરાવે તે.

૧૦ ખરો નફટ અને નિર્લજ કોણ ? વગર કારણે ભટકયા કરે, વગર પુછે બોલ્યા કરે, સારી સલાહનો તીરસ્કાર કરે, જે ન કરવાનું હોય તે કર્યા કરે, હિતાહિતમાં ન સમજે તે.

૧૧ હૃદયનો આંધળો કોણ ? પોતાનું ભાવિ નથી જાણતો કે જાણવાના પ્રયત્ન કરતો તે.

૧૨ ખરો ગધેડો કોણ? સારા નરસાને સરખા ગણી બધાને એકજ રાગે સંભળાવ્યા કરે તે.

૧૩ કઠોર અંતઃકરણનો કોણ? બીજાનાં દુઃખો અટકાવવાના ઉપાયો નહી કરતાં ટકર ટકર જોયા કરે છે તે.

૧૪ નિર્દય કોણ! બીજાને દુઃખ દેતાં અટકતો નથી તે અને બીજાને દુઃખ દેવાનાજ કાર્યો કરે તે.

૧૫ મહા દુષ્ટ કોણ? પોતાના ભલા માટે બીજાનું ભુંડુ કરે તે અને આડે મારગે ચડાવે તે.

૧૬ ખરો મૂર્ખ કોણ? લીધેલી હઠ છોડે નહિ તે.

૧૭ અઘોર કુકર્મી કોણ? મહા ચંડાળ અને દુષ્ટોનું રક્ષણ કરે અને સારા સદ્ગુણીઓનો નાશ કરે તે. જબાન મીઠી અને અંતઃકરણમાં હળાહળ ઝેર રાખે તે.

૧૮ સનેપાત કોને થયો ગણવો? વિગર વિચાર્યું બોલ્યા કરે તે.

૧૯ મૂંઝારો કેને થયો ગણવો. ખરી વાતો બહાર પાડતો અટકી રહે અને એજ કારણે બીજાને થતું દુઃખ ટગર ટગર જોયા કરે તેને.

૨૦ બખળ કોને કહેવો? વગર પુછે બિન જરૂરી વાતો જ્યાં ત્યાં જઇ ઢોળ્યા કરે તેને, ખાખા કરનાર.

૨૧ ખરો બિમાર કોણ? બીજાનું સારૂં જોઇને હડહડ છાતીમાં બળ્યા કરી બેચેન રહે તેને.

૨૨ મહા પાપી કોણ? વિશ્વાસ ઘાતી, ખોટી સાહેદી પુરનાર અને તરકટ ઉભા કરનાર અસત્ય કાર્યોથી જીવન ગાળનાર, ઠગાઈ કરનાર, ચોરી કરનાર વિગેરે.

૨૩ ખરો કસાઇ કોણ? પરોપકાર, સત્ય દયા, નીતિ, ધર્મનાં કાર્યો અને સદ્ગુણોનો નાશ કરે છે તે.

૨૪ હિંચકારો કોણ? ખોટા પાટા બંધાવનાર અને સમજણ વગર ડહાપણ કરનાર અને અપમાન કરી પોતે ઊંચો થવા માગનાર, ખોટાં દમાણ કરનાર, ત્રાસ આપી ખુશી થનાર પોતાના દુર્ગુણ નહી જોનાર.

૨૫ મહા અધમ કોણ ? ન્યાય કરવામાં મદદ કરવી જોઇએ એવી જેની ફરજ છે. તે ફરજ અદા નહીં કરતાં, ન્યાય કરનારને આડે મારગે દોરવી અન્યાય કરાવવા જે જે પક્ષકાર કે વકીલો યુક્તિઓ કરે છે તે તથા સત્યને અસત્ય ઠરાવી અસત્યને સત્ય ઠરાવે છે તે અન્યાયને ન્યાય કહેવરાવનાર, કોર્ટને ઠગનાર, રાજ્યનિતિને વગોવનાર, ખોટા લાભ મેળવનાર અને તેમ કરી ખુસી થનાર, સંતોષ પામનાર.

૨૬ ઊંધરેટીઓ કોણ ? દરેક વાતને ઉલટાવી નાખનાર, દરેક કાર્યને ઊંધા રૂપમાં ફેરવી નાખનાર કોઇ પણ બાબત સિધું ન થવા દે તે.

૨૭ હૃદયભેદી કોણ ? કડવાં, નઠારા, વચનો બોલનાર.

૨૮ અળખામણો કોણ ? જેની હાજરી ત્રાસરૂપ થઈ પડે તે, જેને જોતાં જ ત્રાસ પેદા થાય તે. ગુસ્સાનો ભરેલો રહે તે.

૨૯ કોભાંડી કોણ ? તરકટ કરનાર, તુત નાખનાર, આળ ઓઢાડનાર, સારાને હલકો પાડી પોતે મોટો અને સાચો થવાનાં પ્રયત્નો કરનાર તે. આફતીયો, ઢોંગ કરનાર, ગદા વિકરાળ સ્વરૂપ ધારણ કરી બીજાને થરથરાવી દેનાર.

૩૦ હિંસા એટલે શું ? હરકોઇ પ્રાણીનો અકાળ મૃત્યુથી ઘાતકીપણું ગુજારી જીવ લેવો તે. આથી બીજો અર્થ થતો નથી. દોઢ ડાહ્યા આ અર્થને બીજા રૂપમાં ફેરવે છે.

૩૧ નકટો કોણ ? અપમાન સહન કર્યા કરી પોતાની ટેવ નથી બદલતો તે.

૩૨ નફટ કોણ ? પોતાનું કહેલું કોઇ કરતું નથી, કોઇ ગણતું કે ગાંઠતું નથી, છતાં જીદ છોડતો નથી તે.

૩૩ કમનસિબ કોણ ? પોતાના કાર્યનું પરિણામ વિચાર્યા વગર હાંકે રાખે તે. ભાવિનો ખ્યાલ નથી રાખતો તે.

૩૪ ટેકીલો કોણ ? મોતને નજરે દેખવા છતાં આરંભેલું સારૂં કાર્ય અધુરૂં ન મુકે તે. મોતને કબુલ કરવું પણ આરંભેલું સારૂં કાર્ય પાર ઉતરતાં સુધી છોડવું ન જોઇએ. આવી ટેક મકોડા જાતના જંતુમાં હોય છે.

૩૫ કોની જીંદગી ધુળ છે ? કોઇનું ભલું કરતો નથી તેની અને ભલું કરવાના વિચાર પણ નથી કરતો તેની.

૩૬ વરૂની મનોદશા નો મનુષ્ય કેમ જાણી શકાય ? પોતાના સિવાય બીજા કોઇ ઉપર દયા ન રાખે તે ઉપરથી.

૩૭ સાપની મનોદશાનો માણસ કેમ જાણી શકાય ? પોતાના બચા ઉપર પણ મારી નાખતા દયા ન ખાય તે ઉપરથી.

૩૮ વીછીની મનોદશાનો મનુષ્ય કેમ જાણી શકાય ? બચાના માટે પોતે મરી જાય તે ઉપરથી.

૩૯ જનાવરની મનોદશાનો મનુષ્ય કેમ જાણી શકાય ? પોતાનું જ પેટ ભરવામાં કુશળ હોય તે ઉપરથી.

---

## લોફરથી શા માટે દૂર રહેવું.

### રાગ—મેંયારનું મુખ દેખી.

લોફર લડતા હોએ તેમાં કદિ ન આડા પડવુંરે;
આડા પડતાં લાંએ રાગે, ખરે પડે છે રડવુંરે. લોફર.
લોફર ઉભા હોએ જોજો, કદિ ન કોઇએ જાશોરે;
જાશો કદિક તે પાસે તો, પેટ ભરી પસ્તાશોરે. લોફર.

પરછાંયો તેનો લેવાથી, આભડશેઠ બહુ લાગેરે;
ત્રિભુવન દેખીને તેને, ભડકી દૂરજ ભાગેરે. લોફર.
શાહ તણા બેટાના રાખે, ડોળ, દમામો ભારેરે;
ચડે ઝપટમાં જે જન તેને, જરૂર જોજો મારેરે. લોફર.
દંભ કરે છે એવા એવા, આકૃતિ કરીને કરડીરે;
વાંસ ફરે છે ઘરમાં મોટો, (છતાં) ચાલે મુચ્છો મરડીરે. લોફર.
છેલ્લી નાતોથી પણ હલકો, આખી દુનિયા દેખેરે;
તદપી કે'છે તે ત્રિભુવન, સૌથી મોટો લેખેરે. લોફર.

## બદલો કોણ ન આપે.

### દોહરો.

નગરા, નગણા હોય તે, કદિ ન બદલો દે;
લાંબા સુતાં ઘોરમાં, છેવટમાં પણ તે. ૧
જનાવરોની જાતથી, અતિ ઉતરતા હોય;
પ્રત્યુકાર કરશે નહિં, આખર સુધી કોઇ. ૨

## મનથી જે જે ન સમજે ત્યાં કહેવાથી શું ?

### દોહરા.

ગરધવને સમજાવવો, શ્રી ગીતાનો પાઠ;
કહ્યું ન માને તેમનો, સમજો તેવા ઘાટ. ૧

---

## જન્મ નોંધ.

૧ ચિ. મૂળજી હેમચંદનો જન્મ સંવત ૧૯૮૪ ના ભાદરવા સુદ ૮–શનિવાર. તા. ૨૨–૯–૨૮ ના રોજ.

૨ ચિ. ચંદ્રીકા બેન ત્રિભુવનદાસનો જન્મ સંવત ૧૯૮૪ ના આસો સુદ ૧૩. શનિવાર તા. ૨૭–૧૦–૨૮ ના રોજ.

૩ ચિ. ડાહીબેન સોમાજીનો જન્મ સં. ૧૯૮૫ ના શ્રાવણ ૧૩ રવિવાર તા. ૧-૯-૨૯ ના રોજ.

૪ ચિ. જયકોર ભીખાભાઇનો જન્મ સં. ૧૯૮૬ ના માગશર સુદ ૬ શનિવાર. તા. ૭-૧૨-૨૯ ના રોજ.

૫ ચિ. જયંતિલાલ ઉર્ફે રાજેન્દ્ર અને ભગવત રામકૃષ્ણનો જન્મ સં. ૧૯૮૬ પોષ સુદ ૨ ગુરૂવાર તા. ૨-૧-૩૦ ના રોજ.

૬ ચંદ્રપ્રકાશ શાંતિલાલનો જન્મ સં. ૧૯૮૬ ના ફાગણ સુદ ૪ મંગળવાર તા. ૪-૩-૩૦ ના રોજ જન્મ થયો.

## ગ્રહો બદલવાની મુદત.

શુક્ર, બુધ અને સુર્ય એક મહિને, મંગળ દોઢ મહિને, ગુરૂ તેર મહિને, શનિ ત્રીશ મહિને (અઢી વરસે) રાહુ અને કેતુ અઢાર મહિને.

## પનોતીની સમજણ.

પોતાની રાસીથી ગણતાં બારમો સનિ થાય તે દિવસે સાડા સાત વર્ષની પનોતી બેઠી સમજવી. પહેલો શનિ થાય ત્યારે છાતીએ અને બીજે શનિ થાય ત્યારે પગે આવી અને ત્રીજે શનિ બેસે ત્યારે ઉતરી જાણવી. પછી ચોથો અને આઠમો શનિ થાય ત્યારે નાની અઢી વરસની પનોતી બેઠી ગણવી.

## પાયાની સમજણ.

જે દિવસે શનિ બદલાય તે દિવસે કઇ રાસીનો ચંદ્રમા છે તે જોવું. પોતાની રાસીથી એ ચંદ્રમા પેહેલો, છઠ્ઠો અને અગીયારમો થાય તો સોનાને પાયે.

૨ બીજો, પાંચમો અને નવમો ચંદ્રમા થાય તો રૂપાને પાયે.

૩ ત્રિજો, સાતમો, દસમો ચંદ્રમા હોય તો ત્રાંબાને પાયે.

૪ ચોથો, આઠમો અને બારમો ચંદ્રમા થાય તો લોઢાને પાયે.

## પનોતીના પાયાનું ફળ.

સોનાનો પાયે—કુટુંબમાં વિરોધ, નાના પ્રકારના રોગ, હમેશાં ક્લેશ, દ્રવ્યનો નાશ, સઘળે વિરોધ.

રૂપાને પાયે—વેપારથી ઘણો લાભ, ધન ધાન, સંપત્તિ, મોટો પ્રતાપ, રાજ્ય દરબારમાં માન સઘળું પ્રાપ્ત કરાવે અને મંગળ કાર્યો થાય.

ત્રાંબાને પાયે—સ્ત્રી, પુત્રની પ્રાપ્તિ, સુખની વૃદ્ધિ.

લોઢાને પાયે—આ પાયાનું તો પુછવુંજ શું!!! પ્રભુ તેનાથી બચાવે. માણસને તો મારે પણ જનાવરમાં બકરીએ ન રહેવાદે. સારા પુણ્યશાળીજ સલામત રહે છે. બાકી જેટલું વિતાડે છે તેટલું ઓછું.

---

## કેળવણી આપનારને વિનંતિ.

આ પુસ્તકની એક નકલ આપને જોવા મોકલાવી છે. તે વાંચી વિચારી જોતાં નિશાળમાં ભણતા વિદ્યાર્થી તેમજ બાળાઓને શિક્ષણ આપવા માટે યોગ્ય જણાયતો અભિપ્રાય સાથે લખી મોકલાવવાથી અમારા તરફથી યોગ્ય જણાયા પ્રમાણે મફત પુસ્તકો મોકલવામાં આવશે અને તે સદ્‌ગુણી તેમજ ખંત અને કાળજીથી અભ્યાસ કરનારનેજ માટે ભલામણ કરવી કન્યાશાળા તરફ વધારે ધ્યાન આપવામાં આવશે.

લી. બ્રહ્મણી,
હેમચંદભાઈ હરિચંદ.
ઠે રાયપર મકલા સામે રણછોડભાઇ
ગાંધીની દુકાને—અમદાવાદ.

# વિષયોની નોંધ.


૧ સ્વર્ગીય સ્મરણ. ... ... ... ... ૧

૨ હિચકારાને કેવી રીતે ઓળવો. ... ... ... ૪

૩ તડાક અને ફટાક તથા રસના ઘુંટડા તેમજ ઝેરના ... ૫

૪ મોટે હિસાબ ગણુવાની કૂંચીઓ. ... ... ... ૬

૫ કુંચીઓ. ... ... ... ... ... ૮

૬ રૂપીયાથી ગણુવાની કૂંચીઓ. ... ... ... ૯

૭ શેર, કાગળનાં રીમ અને મણુના હિસાબની કૂંચીઓ ... ૧૦

૮ તોલા, પગાર અને વ્યાજ ગણુવાની કુંચીઓ ... ૧૧

૯ વ્યાજ અને પક્ષાના દાખલા. ... ... ... ૧૨

૧૦ ગાલ્લી, મોટા હારા અને નાના હારાની અકળામણ. ... ૧૩

૧૧ દાખલા. ... ... ... ... ... ૧૪

૧૨ રૂપિયાથી હિસાબ ગણુવાની કૂંચીઓ. ... ... ૧૬

૧૩ શેરના હિસાબની કૂંચીઓ ... ... ... ૧૧

૧૪ કાગળના રીમ, તોલા ગદીઆણુા પગાર તથા ભાડના દાખલા. ... ... ... ... ... ૨૨

૧૫ કજન, ફુટ અને માણીના હીસાબ એકજ ઢબે અને તફાવતે કેમ ગણુવા ... ... ... ... ૨૫

૧૬ માપ ઓળખવાની સમજણ. ... ... ... ૨૬

૧૭ નાના તોલો કેને કહેવા ? માપ કેવી રીતે સમજવાં ?... ૨૭

૧૮ ગાલ્લીના હિસાબ, સરલ રીતે કરવાની હાથ આવેલી કૂંચી ૨૭

૧૯ સંખ્યા. ... ... ... ... ... ૨૮

૨૦ શબ્દની માહિતી ... ... ... ... ૨૯

૨૧ રાજાઓ, ઓપીસરો અને શેઠીઆઓએ રૂસ્વત શોધી
કાઢવાની કુંચીઓ ... ... ... ... ૨૯
૨૨ તપાસ કરવાની કુંચી અને કુંચી કરવાનું કારણ ૩૦—૩૧
૨૩ કુવચનનો પ્રભાવ ... ... ... ... ૩૨
૨૪ રાજા પાસેથી ઇનામ લેવા શું કરવું. ... ... ૩૩
૨૫ કેટલાએક ડફણેથી કામ કરે છે (ડફણા એટલે દંડુકા) ૩૩
૨૬ કુવચનનો જખમ કેવો હોય ? અધમ જાતને સુધારવા કોણ
સમર્થ છે અને અધમ જાત શું કરે છે ? ... ... ૩૪
૨૭ સદગુણી અને સંતની સોબતથી શું ? ... ... ૩૫
૨૮ સાસુ અને નણંદની ચોપડી લખવાનો હેતુ ... ... ૩૫
૨૯ સાસુ નણંદને બોધ. પરભાતી. ... ... ... ૩૮
૩૦ લોહીની તરસી અને જીવની ભુખી સાસુ નણંદની કથા ૩૯
૩૧ આવા ઘરમાં સસરાજીની સ્થિતિ ... ... ... ૪૧
૩૨ સાસુ કઇ રીતે થંડાં પડે ... ... ... ૪૨
૩૩ નણંદબાના કર્તવ્યનો હેવાલ ... ... ... ૪૮
૩૪ કંઇ કહેવાથી સમજશે, કુંભારણાં, પરભાતી... ... ૪૯
૩૫ નણંદના જુલમ કેવા હોય છે ... ... ... ૫૦
૩૬ કેવા સસરા પાસેથી દાદ મેળવી શકાય નહી ? ... ૫૧
૩૭ વહુએ છેવટે શું કરવું. ... ... ... ... ૫૨
૩૮ સાસુ નણંદોને છેલ્લાં વચનો. ... ... } ૫૩
૩૯ આગેવાન આંધળા ... ... ... } ૫૩
૪૦ જીભ કેટલાં દુઃખ છે ... ... ... ... ૫૪
૪૧ જીભ કેટલાં સુખ દેછે ... ... ... ... ૫૫
૪૨ દુઃખ સ્થળ હોય તો શું કરવું ? અને હઠીલા ને
સમજાવવા ... ... ... ... ... ૫૬

૪૩ આંધળા આગેવાનના કટક કુવામાં... ... ... ૫૭
૪૪ આડા માણસ અને નબળા પાસવાન માટે ... ... ૫૮
૪૫ આધાર વિના આગળ વધાય નહી અને મને માણસોનો થયેલો અનુભવ ... ... ... ... ૫૯
૪૬ કેવા માણસોને સમજાવવા નહી ... ... ... ૬૦
૪૭ આવા ઘાતકી પક્ષીઓ પણ હોય છે ... ... ૬૧
૪૮ નવી પેઢાશથી ચેત ના રહેજો. ... ... ... ૬૨
૪૯ પ્રભુના વસીલાથી શું લાભ તથો આપ વડાઇના ખણુગા. ૬૩
૫૦ લોભીયાને બે બોલ પરભાતી. ... ... ... ૬૪
૫૧ પૈસાના લોભી શું કરે. પરભાતી ... ... ... ૬૫
૫૨ પોતાના આત્માને ઓળખતા નથી અને પરમાત્માને શોધે છે તેને માટે ... ... ... ... ૬૬
૫૩ વેષધારી મહાત્મા વિષે ... ... ... ...
૫૪ સબળ માણસે વિના કારણે નિર્બળોને દુઃખ દેતા બંધ રહેવુ. પરભાતી. ... ... ... ... ૬૭
૫૫ ગર્વન કરવાનાં કારણો ... ... ... ... ૬૭
૫૬ મરતાં સુધી માળા નથી લેતા તેની પરભાતી ... ૬૮
૫૭ લાંચ કયાં ન લેવાય ... ... ... ... ૬૯
૫૮ રૂસ્વત કયાં ન લેવાય ... ... ... ... ૬૯
૫૯ આશ્રય કોનો લેવો ... ... ... ... ૬૯
૬૦ સ્થેંકસ જોઇએ તો શું કરવું ? ... ... ... ૭૧
૬૧ કોના સામે રાત દિવસ તાકી રહેવું ... ... ૭૧
૬૨ ખરો મરદ કોણ ? ... ... ... ... ૭૧
૬૩ જે બોલી જાણતો નથી તેને માટે... ... ... ૭૨
૬૪ મૂરખને સિખામણ દેતાં શું થાય ... ... ... ૭૩

૬૫ જાંધા ... ... ... ... ... ૭૩
૬૬ કપટીથી દૂર રહેવા ... ... ... ... ૭૪
૬૭ પાપ સિવાય કોઇથી ડરવું નહી, હિમત હારવી નહી ...૭૪
૬૮ વખત જોઇને કામ કરવું ... ... ... } ૭૫
૬૯ પાપ સિવાય કોઇથી ડરવું નહી ... ...
૭૦ હિંમત કોઇ કાળે હારવી નહી ... ...
૭૧ સદ્દગુણ શી રીતે મળે અને તેથી શું થાય ... } ૭૬
૭૨ પડતીના દેખાવ ... ... ... ...
૭૩ ઉપરના દુઃખમાં કોણ રાહત આપે ... ... } ૭૭
૭૪ મહા દુઃખ અને મહા સુખ વિષે ... ...
૭૫ માન કોને મળે ... ... ... ...
૭૬ જે સાલને માટે સારૂં માઠું જોવું હોય તો નીચેની રીતે ... ગણત્રી કરવી. ... ... ... ... ... ૭૮
૭૭ ગંદીલીના સંસાર વિષે ... ... ... ... ૭૯
૭૮ છટેલી વિષે ... ... ... ... ... ૮૧
૭૯ ભાઇઓ જેને છોકરી ભૂંડી ... ... ... ૮૧
૮૦ ભૂંડી ભામની વિષે ... ... ... ... ૮૨
૮૧ સાસુને શિખામણ, નણંદોને બે બોલ... ... ... ૮૩
૮૨ વહુઓને પણ સાસુ નણંદ સાથે સંપ રાખવા... ... ૮૪
૮૩ જગ ખોદણી છોકરી ... ... ... ... ૮૫
૮૪ આવી છોકરીને કેવી શિક્ષા કરવી જોઇએ ... ... ૮૬
૮૫ વહુઓને શિખામણ ... ... ... ... ૮૬
૮૬ સસરાને બે બોલ ... ... ... ... ૮૭
૮૭ સાક્ષાત દેવીની ટુંક સ્તુતિ... ... ... ... ૮૭
૮૮ આત્માની સુદ્ધિ માટે પરભાતી ... ... ... ૮૮
૮૯ કલ્યાણ શું કરવાથી થાય. પરભાતી ... ... } ૮૯
૯૦ આત્માની તપાસ કરવા બાબત પરભાતી ...

૯૧ તારૂં કશુંએ નથી... ... ... ... ... ૯૦

૯૨ પાપનાં ઊંડાં કોતરો પુરવા રામગ્રી ... ... ... ૯૧

૯૩ ભક્તિ માટે ચેતવણી. રામગ્રી ... ... ... ૯૧

૯૪ મોક્ષ મેળવવા કેવું વર્તન રાખવું ? પરભાતી... .. ૯૩

૯૫ નસીબ સહુ લઇને આવેલ છે. રામગ્રી ... ... ૯૨

૯૬ ગર્ભપાત અટકાવવા પુનર લગ્ન કરવા બાબબત ... ૯૨

૯૭ મુક્તિનો માર્ગ લેવામાં શું કરવું. પરભાતી ... ... ૯૫

૯૮ ભક્તિ કરનારે શું કરવું જોઇએ. પરભાતી ... } ૯૬

૯૯ આડા માણસ વિષે ... ... ...

૧૦૦ બેશરમ–દસાઈ તથા તરછટ બત્રીશી... ... ... ૯૮

૧૦૧ સ્વમાન માટે ... ... ... ... ...૧૦૨

૧૦૨ મારા સંક્ષિપ્ત ધર્મ વિચાર... ... ... ...૧૦૩

૧૦૩ નિર્દોષ દીકરીને કાઢી મૂકનાર માટે ... ... ...૧૧૦

૧૦૪ પ્રીતિ કેમ થાય ... ... ... ... ...૧૧૧

૧૦૫ કોના ઉપર અંબળાય છે ... ... ... ...૧૧૧

૧૦૬ મારી ભૂલનો ખુલાસો ... ... ... ...૧૧૨

૧૦૭ આપ વડાઇનો નમુનો ... ... ... ...૧૧૨

૧૦૮ અન્યાય જાણી જોઇને કરે તે માટે ... ... ...૧૧૩

૧૦૯ કુકુ બક્ષાના હવાલ ... ... ... ...૧૧૩

૧૧૦ વણુ કારણુ વૈરી કાઢી મૂકી હાય લેનાર માટે... ...૧૧૩

૧૧૧ બે બાજુ અને એક બાજુ કોણ જુવે ... ...૧૧૪

૧૧૨ દુઃખમાં ડુબતી દીકરીને બચાવવા પિતાએ શું કરવું ...૧૧૪

## આતે મોહબત, નાતો, પોતાનાં કે શત્રુ ?

રાગ-" અબે સૂનો દીનાનાથ, મેરી સાથ રેહેનાજી " એ ઢબ.

ભાઇઓ જોઈ લ્યો મોહબત નાતો, આતે કેવો છે રૂપાળો;
માર ખવારે માથે રહીને, ઉપરામણમાં ગાળો. ભાઈઓ. ૧
અમથાં અમથાં આડું બોલે, વેણ કહીને વાંકા;
ઢાલ સરીખાં પડે કાળજે, વણુ વીંધેથી ફાંકાં. ભાઇઓ. ૨
અતિ લાગણી આપણ રાખી, આડા માથાં ધરીએ;
ખંજર ભોંકીએ છાતીમાં, ગળાં કરે છે છરીએ. ભાઇઓ. ૩
ખવરાવીને થાકી જઇએ, દઇને જઇએ ફુલી;
એ સઘળું પાણીમાં નાખી, સર્વસ જાએ ભુલી. ભાઇઓ. ૪
પરજન પાસે કરે ખોદણી, ત્રીકમ લઇને હાથે;
કરવત લઈ બે બાજુ કાપે, પાપી સઘળી વાતે. ભાઇઓ. ૫
દયા દીલથી દૂર કરી દે, સરમ તજી દે આંખે;
બહુ વહાલાં વેરી થઈ બેસે, વણ કારણ વણ વાંકે. ભાઇઓ. ૬
દુ:ખ થતું આપણને જોઈ, બહુ બહુ રાજી થાએ;
આવાને બદલો શું દેવા!!! કરવા કો ઉપાયે. ભાઇઓ. ૭
ઓ ઈશ્વર આવા જન જોઇને, કંઈ સદ્‌બુદ્ધિ આપો;
અટકી જાએ મિત્ર દ્રોહનાં વિશેષ કરતાં પાપો. ભાઈઓ. ૮
ભલું કરે તેને ભંડાવે, પાસે રહીને ગાળો;
શ્રાપ અપાવી શંખણીયોના, કરે માનખ્યો કાળો. ભાઈઓ. ૯
પોતાના થઇ આમ કરે ત્યાં, કહો પ્રભુ શું ??? કરવું ?
કે ત્રિભુવન નમસ્કારથી, દૂર દૂર તેથી ફરવું. ભાઇઓ. ૧૦

આ પુસ્તક મંગાવનારે નીચેને સિરનામે લખવું:—

**કવિ ત્રિભુવનદાસ નારણજી**

ઠે. રાયપુર ચકલા ભાઉની પોળ ઘર નંબર ૧૩૨૨.

**માહાત્મા ચિમનલાલ બુલાખીદાસને ઘેર**

**અમદાવાદ.**

## સૂચના.

પુસ્તક મંગાવનારે ટપાલ રસ્તે પૈસા મોકલાવી મંગાવવું. બે હજાર પૈકી એક હજાર નકલ ઇનામમાં આપવા વેચાઇ ગઇ છે. માત્ર છપાવતાંની સાથે એક હજાર સિલક રહી છે.

અમદાવાદ

શ્રી ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસમાં શાહ સોમાલાલ મંગળદાસે છાપ્યું
પાંચકુવા ચાર રસ્તા—અમદાવાદ.